


કર્તા:—

## મોહનદાસ કરમચંદ ગાંધી.

---

પ્રકાશક.

નંદલાલ ચુનીલાલ બોડીવાળા.

C/o શ્રી ભારત આર્ટ પ્રીન્ટીંગ વર્ક્સ લી.

પાંચકુવા અમદાવાદ.

---

ધી આર્ટ પ્રી. વર્ક્સ લી. માં ...ની કનૈયાલાલ

...લાલે છાપ્યું પાંચકુવા—અમદાવાદ.

---

૧૯૨૧ ] [ પ્રત ૨૦૦૦.

કિં. ૦—૩—૦

# પ્રસ્તાવના.

આ વિષય ઉપર મેં વિશ પ્રકરણ લખ્યાં છે. તે વાંચનાર આગળ મૂકવાની હું હિમ્મત ધારૂં છું.

જ્યારે મારાથી નથી રહેવાતું ત્યારેજ મેં લખ્યું છે. બહુ વાંચ્યું, બહુ વિચાર્યું, વડી વીલાયતમાં ટ્રાન્સવાલના ડેપ્યુટેશન સારૂ ચાર માસ રહ્યો. તે મુદતમાં મારાથી બન્યા તેટલા હિન્દીની સાથે વીચાર કર્યા. બન્યા તેટલા અંગ્રેજોને પણ મળ્યો. જે મારા વીચાર છેવટના લાગ્યા તે વાંચનારની પાસે મૂકવા એ મારી ફરજ સમજ્યો. ઇન્ડીઅન ઑપીનીઅનના ગુજરાતી ઘરાક ૮૦૦ને આશરે છે. ઘરાક દશ જણ ઓછામાં ઓછા તે છાપુ રસપૂર્ણ વાંચે છે, તેમ મેં અનુભવ્યું છે. જેઓ ગુજરાતી નથી જાણતા તે બીજા પાસે વંચાવે છે. આવા ભાઇઓએ મારી પાસે હિન્દની દશા વિષે બહુ સવાલ કર્યા છે. તેવા સવાલ મારી પાસે વીલાયતમાં થયા. તેથી મને લાગ્યું કે જે વીચારો મેં આમ ખાનગીમાં બતાવ્યા તે મારે જાહેરમાં વા એ દોષિત નહિ ગણાય.

જે વિચારો બતાવ્યા તે મારા છે; અને મારા નથી. તે મારા કેમકે તે પ્રમાણે વર્તન કરવા મારી ઉમેદ છે. તે મારા આત્મામાં ઘડાઇ ગયા જેવા છે. મારા નથી કેમકે તે મેંજ વિચાર્યા છે એમ નથી. તે કેટલાંક પુસ્તકો વાંચ્યા પછી બંધાયા છે, મનમાં જે ઊંડુ ઊંડુ જોતો હતો તેને પુસ્તકોએ ટેકો આપ્યો.

જે વિચારો વાંચનાર પાસે રજુ કરૂં છું તે હિન્દમાં સુધારાની ધુનમાં નહિ આવેલા એવા ઘણા હિન્દી ધરાવે છે એ તો કાંઇ સાબીત કરવા જેવું રહેતું નથી. પણ તેજ વીચારો હજારો યુરોપના માણસો ધરાવે છે એ હું વાંચનારના મનમાં મારા પૂરાવાથી જ ઠસાવવા માગું છું. જેને તે શોધ કરવી હોય, જેને તેવો અવકાશ હોય તે માણુસ તે પુસ્તકો જોઇ શકશે. જ્યારે મને અવકાશ મળશે ત્યારે તે પુસ્તકોમાંથી વાંચનાર આગળ કાંઇક કાંઇક રજુ કરવાની ઉમેદ છે.

ઇન્ડીઅન ઓપીનીઅનના વાંચનાર તથા બીજાના મનમ મારૂં લખાણુ વાંચીને જે વીચારો આવે તે તેઓ જણાવશે આભારી થઇશ.

ઉદ્દેશ માત્ર દેશની સેવા કરવાનો ને સત્ય શોધવાનો અને તે પ્રમાણે વર્તવાનો છે. એટલે મને મારા વિચાર ખોટા નીવડે તો તે પકડી રાખવાનો આગ્રહ નથી. જો તે સાચા નીવડે તો તે પ્રમા બીજાઓ કરે એમ દેશના હિતાર્થે સાધારણ રીતે લાગણી રહે સરળતાની ખાતર લખાણુને વાંચક અને અધીપતી સાથે સં હોય એમ આપ્યું છે.

તા. ૨૨-૧૧-૧૯૦૯

**કીલડોનન કેસલ.**



# હિન્દ સ્વરાજ્ય.



## પ્રકરણ ૧

---

### કોન્ગ્રેસ અને તેના કારભારીઓ.

વાંચક વર્ગ—હાલ હિન્દુસ્તાનમાં સ્વરાજ્યનો પવન ચાલી રહ્યો છે, સૌ હિન્દી છુટા થવાની જંખના કરતા જોવામાં આવે છે. દક્ષિણ આફ્રિકામાં પણ તેવીજ જાતનો જુસ્સો ચાલી રહ્યો છે. હિન્દીને હક્કો મેળવવાની ભારે હામ થઈ જોવામાં આવે છે. આ બાબત તમામ વિચાર જણાવશો ?

અધિપતિ—તમે સવાલ ઠીક પુછ્યો છે, પણ જવાબ દેવો એ સહેલી વાત નથી. છાપાનું કામ લોકોની લાગણી જાણવી અને તેને પ્રકટ કરવી તે એક છે. બીજું કામ લોકોમાં અમુક લાગણીઓ જરૂરની હોય તે પેદા કરવી એ છે. ને ત્રીજું કામ લોકોમાં એબ હોય તો તે ગમે તેટલી મુશીબતો પડે તોપણ બેધડક થઈ બતાવવી. તમારા સવાલનો જવાબ આપવામાં આ ત્રણે કામ સાથે આવી જાય છે. લોક લાગણી કેટલેક દરજ્જે બતાવવી પડશે, નહિ હોય તેવી પેદા કરવાનું પ્રયત્ન કરવું પડશે, ને ખામી હશે તેને વખોડવી પડશે. છતાં તમે સવાલ પુછ્યો તેનો જવાબ આપવાની મારી ફરજ છે એમ મને જણાય છે.

વા: સ્વરાજ્યની લાગણી હિન્દમાં ઉત્પન્ન થ લી તમે જુઓ છો ખરા ?

અ: એ તો જ્યારે નેશનલ કોન્ગ્રેસ સ્થપા ત્યારથી જોવામાં આવી છે. "નેશનલ" નો અર્થજ તે વિચાર જણાવે છે.

વા: આ વાત તો તમે ઠીક કરી લાગતી નથી. કોન્ગ્રેસને તો અત્યારે જુવાનીઆ હિન્દી ગણકારતા નથી. અને તેને તો અંગ્રેજી રાજ્યની ભાવનાનું હથીઆર તેઓ ગણે છે.

અ: જુવાનીઆઓનો આવો વીચાર બરાબર નથી. હિન્દના દાદા દાદાભાઇએ જમીન તૈયાર ન કરી હોત તો જુવાનીઆ આજે વાતો કરે છે તે પણ ન કરી શકત. મી. હ્યુમે જે લખાણ લખ્યાં છે, ને ચાપકા આપણને માર્યા છે, ને જે જુસ્સાથી આપણને જગાડયા છે તે કેમ ભૂલાય ? સર વિલીઅમ વેડર્બર્ને પોતાનાં તન મન અને ધન કોન્ગ્રેસના હેતુ પાર પાડવામાં આપેલાં. તેણે અંગ્રેજી રાજ્યને વિષે જે લખાણો લખ્યાં છે તે આજ પણ વાંચવા લાયક છે. પ્રો. ગોખલેએ પ્રજાને તૈયાર કરવા ખાતર પોતાનાં વીસ વર્ષ ભીખારી સ્થિતિમાં રહી હિન્દને આપ્યાં છે. હાલ પણ તેઓ સાહેબ ગરીબાઇથી રહે છે. કોન્ગ્રેસ માર્ફત સ્વરાજ્યનું બીજ રોપનાર મર્હુમ જસ્ટીસ બદરૂદીન પણ હતા. આ પ્રમાણે બંગાળ, મદ્રાસ, પંજાબ વગેરેમાં કોન્ગ્રેસ અને હિન્દના હિતચિન્તક તેમજ ગોરા થઇ ગયા છે, એ યાદ રાખવાનું છે.

વા: થોભો, થોભો, તમે તો બહુ આગળ ચાલી ગયા. મારો સવાલ કાંઇ છે અને તમે જવાબ કાંઇ આપો છો. હું સ્વરાજ્યની વાત કરૂં છું ને તમે તો પર રાજ્યની વાત કરો છો. મારે અંગ્રેજનું નામ ન ખપે, ને તમે તો અંગ્રેજોનાં નામ આપવા લાગ્યા. આ

પ્રમાણું તો આપણું ગાડુ પાટે ચઢે એમ જોતા નથી. મને તો સ્વરાજ્યની વાત કરો તો ખપે. બીજી ડાહી વાતોથી સંતોષ મળવાનો નથી.

અ: તમે અધીરા થયા છો. મારાથી અધીરાપણું ચલાવી નહિ લેવાય. તમો જરા ખામોશ પકડશો તો તમને જે જોઇએ છીએ તેજ મળશે. ઉતાવળે આંબા ન પાકે એ કહેવત યાદ રાખજો. તમે મને રોકયો, અને તમને હિન્દના ઉપકારીની વાત સાંભળી નથી ગમતી તે બતાવે છે કે હજી તમારે સારૂ સ્વરાજ્ય તો છેટે છે. તમારા જેવા ઘણા હિન્દી હોય તો આપણે આગળ જઇ પાછળ પડીએ, આ વાત જરા વિચારવા જેવી છે.

વા: એમ ગોળગોળ વાત કરીને તમે મારો સવાલ છે તે વાત ઉડાવી દેવા માગો છો, એમ મને તો લાગે છે. તમે હિન્દુસ્તાનના ઉપકારી જેને ગણો, તેને હું ન ગણું. પછી મારે કોના ઉપકારની વાત સાંભળવી રહી? હિન્દના દાદા જેને તમે કહો છો તેમણે શો ઉપકાર કર્યો? એ તો કહે છે કે અંગ્રેજ રાજ્યકર્તા ન્યાય આપશે ને તેની સાથે મળીને રહેવું.

અ: મારે તમને વિનય પૂર્વક કહેવું જોઇએ કે: એ પુરૂષને વિષે તમારે બેઅદબીથી બોલવું તે આપણને શરમાવા જેવું છે. તેના કામ તરફ નજર કરો. તેણે પોતાની જીંદગી હિન્દને અર્પણ કરી છે. તેની પાટે આપણે શીખ્યા. હિન્દનું લોહી અંગ્રેજો ચૂશી ગયા એ પાઠ શીખવનાર માનવંતા દાદાભાઇ છે. આજે તેને અંગ્રેજોની ઉપર વિશ્વાસ છે તેથી શું થયું? આપણે જુવાનીનાં આવેશમાં એક પગલું આગળ ભરીએ તો તેથી શું દાદાભાઈ ઓછા પૂજ્ય છે? તેથી શું આપણે વધારે જ્ઞાની થયા? જે પગથીએથી આપણે

આવ્યા છીએ તે પગથીઆને પાટું ન મારવું એ ડહાપણ છે. જો તે પગથીયું કાઢી નાંખીએ તો આખી સીડી પડી જાય એ યાદ રાખવાનું છે. આપણે બચપણમાંથી જુવાનીમાં આવીએ છીએ ત્યારે બચપણનો તિરસ્કાર નથી કરતા પણ તે દહાડા પ્યારથી સંભારીએ છીએ. ઘણાં વર્ષ સુધી અભ્યાસ કરી મને કોઇ શીખવે તે ઉપરથી હું જરા વધારે જાણી લઉં તો મારા શિક્ષક કરતાં વધારે જ્ઞાની હું નહિ ગણાઉં. મારા શિક્ષકને તો મારે માન આપવું જ ઘટશે. તેમજ હિન્દના દાદાને સારૂ સમજવું ઘટે છે. તેની પછાડી હિન્દી પ્રજા છે એમ તો આપણે કહેવું જ પડશે.

**વા:** આ તમે ઠીક કહ્યું. **દાદાભાઇ** સાહેબને માન આપવું એતો સમજી શકાય તેવું છે. તેના ને તેવા પુરૂષોના કામ વિના આપણે આજનો જુસ્સો ન ભોગવત તે બરાબર જણાય છે. પણ તેવું **પ્રો. ગોખલેનું** કેમ ગણાય ! એ તો અંગ્રેજોના બડા ભાઇબંધ થઈ બેઠા છે, તે તો કહે છે કે અંગ્રેજોની પાસે આપણે ઘણું શીખવાનું છે. તેઓની રાજ્યનીતિથી વાકેફ થઇએ, પછી સ્વરાજ્યની વાત કરાય તેઓ સાહેબનાં ભાષણોથી મને તો કંટાળો આવ્યો છે.

**આ:** તમને કંટાળો આવ્યો છે એ તમારી ઉતાવળી પ્રકૃતિ બતાવે છે. પણ જે જુવાનીઆ પોતાનાં માબાપની ઠંડી પ્રકૃતિથી કંટાળે ને તેઓ પોતાની સાથે ન દોડે તો ગુસ્સે થાય તેઓ પોતાનાં માબાપનો અનાદર કરે છે એમ આપણે માનીએ છીએ. તેમજ **પ્રો. ગોખલેનું** સમજવાનું છે. પ્રો. ગોખલે આપણી સાથે નહિ દોડે તેથી શું થયું ? સ્વરાજ્ય ભોગવવા ઇચ્છતી પ્રજા તેના વડીલોનો તીરસ્કાર કરી શકતી નથી. આપણામાંથી માન આપવાની

ટેવ જાય ત્યારે આપણે નકામા થઇ પડવાના. સ્વરાજ્ય એ પ્રૌઢ માણસો ભોગવી શકે છે, નહિ કે ઉચ્છૃંખલ માણસો, વળી જૂઓ પ્રો. ગોખલેએ જે વેળા પોતાનો ભોગ હિન્દની કેળવણીની ખાતર આપ્યો ત્યારે તેવા કેટલા હિન્દી હતા ? હું તો ખાસ માનું છું કે પ્રો. ગોખલે જે કાંઇ કરે છે તે શુદ્ધ ભાવથી અને હિન્દનું હિત માની કરે છે. જો હિન્દને સારૂ પોતાનો જાન આપવો પડે તો તે આપી દે એવી હિન્દની તેમનામાં ભક્તિ છે. તે જે કહે છે તે કોઇની ખુશામત કરવાને સારૂ નહિ પણ ખરૂં માનીને; એટલે તેમના પ્રત્યે આપણો પુજ્ય ભાવ જ હોવો જોઇએ.

**વાઃ** ત્યારે શું તેઓ સાહેબ જે કહે છે તે આપણે પણ કરવું ?

**અઃ** હું એવું કશું કહેતો નથી. આપણે શુદ્ધ બુદ્ધિથી જુદો વીચાર ધરાવીએ તો તે વિચાર પ્રમાણે ચાલવાની પ્રો. સાહેબ પોતે જ આપણને સલાહ આપશે આપણું મુખ્ય કામ તો એ છે કે તેમના કામને આપણે વખોડવું નહિ. તે આપણા કરતાં મહાન છે એમ માનવું. તેમના પ્રમાણમાં હિન્દને સારૂ આપણે કાંઇ નથી કર્યું એવી ખાત્રી રાખવી. તેમને વિષે કેટલાંક છાપાં તોછડું લખે છે તે વખોડી કાઢવું.- ને પ્રો. ગોખલે જેવાને આપણે સ્વરાજ્યના સ્તંભ ગણવા, તેના વિચાર ખોટા અને આપણા ખરા જ છે, તથા આપણા વિચાર પ્રમાણે ન વર્તે તો દેશના દુસ્મન છે એમ ગણી લેવું એ ખરાબ વૃત્તિ છે.

**વાઃ** તમે મને હવે કહો છો તે કાંઇક સમજાય છે. છતાં મારે તે બાબત વિચાર કરવો પડશે. પણ મી. હ્યુમ, સર વિલ્યમ વેડર્ન-બર્ન વગેરેનું જે તમે કહ્યું તે તો હદ વળી.

અ: જે નિયમ હિન્દીને વિષે છે તે જ અંગ્રેજો માટે જાણવાનો છે, અંગ્રેજ માત્ર ખરાબ એમ હું તો માનીશ નહિ. ઘણા અંગ્રેજ હિન્દને સ્વરાજ્ય મળે એવું ઇચ્છે છે. એ પ્રજામાં સ્વાર્થ વધારે પડતો છે એ વાત બરાબર છે. પણ તેથી દરેક અંગ્રેજ ખરાબ છે એમ સાબીત થતું નથી. જેઓ હક્ક ન્યાય માગે છે તેમણે બધાની તરફ ન્યાય કરવો પડશે. સર વિલીઅમ તે હિન્દનું બુરૂં ઇચ્છનાર નથી એટલું આપણે સારૂ બસ છે. આગળ વધીશું તેમ જોઇશું કે આપણે ન્યાયની વૃત્તિથી કામ લઇશું તો હિન્દનો છુટકારો વહેલો થશે. તમે એમ પણ જોશો કે અંગ્રેજ માત્રનો દ્વેષ કરીશું તેથી સ્વરાજ્ય છેટું જશે. પણ જો તેઓને પણ ન્યાય કરીશું તો સ્વરાજ્યમાં તેઓની મદદ મળશે.

વા: આ બધું તો હાલ મને ટાયલું જણાય છે અંગ્રેજની મદદ મળે અને સ્વરાજ્ય મળે એ તો તમે વિરોધી વાત કરી. સ્વરાજ્યને અને અંગ્રેજનો શો સમ્બન્ધ ? છતાં એ સવાલનો ફડચો મારે હમણાં ન જોઇએ. તેમાં વખત ગાળવો એ નકામું છે. સ્વરાજ્ય કેમ મળે એ જ્યારે તમે બતાવશો ત્યારે હું વખતે તમારા વીચાર સમજી શકું તો ભલે. હાલ તો તમે અંગ્રેજની મદદની વાત કરી મને વહેમમાં નાંખી દીધો છે. ને તમારા વીચારની સામે તમે મને ભરમાવ્યો છે. એટલે તે વાત ન લંબાવો તો સારૂં.

અ: હું અંગ્રેજની વાત લંબાવવા નથી માગતો. તમે વહેમમાં પડયા તેની ફીકર નહિ. મારે જે ભારે પડતું કહેવાનું હોય તે આગળથી જ જણાવી દઉં તો ઠીક ગણાય. તમારા વહેમને સબુરી પકડી દૂર કરવો એ મારી ફરજ છે.

વાઃ તમારૂં આ વાકય મને પસંદ પડયું છે તેથી મને જે ઠીક લાગે તે બોલવાની હિમ્મત આવી છે. હજુ મારી એક શંકા રહી ગઇ છે. કોન્ગ્રેસની શરૂઆતથી સ્વરાજ્યનો પાયો તે કેમ ?

અઃ જૂઓ કોન્ગ્રેસે જુદા જુદા ભાગમાં હિન્દીઓને એકઠા કરી તેઓને એક પ્રજા છીએ એવો જુસ્સો આપ્યો. કોન્ગ્રેસની ઉપર સરકારની કરડી નજર રહેતી હતી. કોન્ગ્રેસે હમેશાં મહેસુલ સમ્બન્ધી હક્ક પ્રજાને હોવા જોઇએ એવી માગણી કરી છે. જેવું કેનેડાનું સ્વરાજ્ય છે તેવું કોન્ગ્રેસે હમેશાં ઇચ્છયું છે. તેવું મળે કે ન મળે, તેવું જોઇએ કે ન જોઇએ, તેના કરતાં બીજું વધારે સરસ છે કે નહિ એ સવાલ જુદો છે મારે બતાવવાનું તો એટલુંજ કે કોન્ગ્રેસે સ્વરાજ્ય નો રસ હિન્દને ચખાડયો. બીજા તેનું માન લેવાને માગે તે અઠીક ગણાય અને તેમ આપણે માનીએ તો આપણે નગુણા કહેવાઇ એટલુંજ નહિ પણ તેથી આપણો જે હેતુ છે તે પાર પાડવામાં મુસ્કેલીઓ આવે છે કોન્ગ્રેસને નોખી ગણવાથી અને સ્વરાજ્યની વિરોધી ગણવાથી આપણે તેનો ઉપયોગ નથી કરી શકતા.



## પ્રકરણ ૨

---

### બંગાળાના ભાગલા

વાઃ તમે કહો છો તે પ્રમાણે વીચારતાં કોન્ગ્રેસથી સ્વરાજ્ય નો પાયો રચાયો એ ઠીક જણાય છે છતાં તે ખરી જાગૃતી ન કહેવાય એમ તો તમારે કબુલ કરવું જોઇએ ખરી જાગૃતી કયારે અને કેમ થઇ?

આ: હમેશાં બીજ જોવામાં આવતું નથી બીજ પોતાનું કામ માટીની નીચે કરે છે ને પોતે નાબુદ થાય છે ત્યારે ઝાડ જમીન ઉપર જોવામાં આવે છે તેમ કોન્ગ્રેસને વિષે સમજજો. જે જે તમે ખરી જાગ્રતી ગણોછો તે તો બંગાળાના ભાગલાથી થઇ તેને સારૂ આપણે લોર્ડ કર્ઝનનો આભાર માનવો પડશે, બંગાળાના ભાગલા વખતે બંગાળીઓએ કર્ઝન સાહેબને બહુ વિનવ્યા પણ તેઓ સાહેબ પોતાની સત્તાના અભિમાનથી બે દરકાર રહ્યા. તેણે માની લીધું કે હિન્દી માત્ર બકવાદ કરશે. બાકી તેનાથી કાંઇજ થવાનું નથી. તેણે અપમાન ભરેલી ભાષા વાપરી અને મરડી મચડીને બંગાળાના ભાગલા કર્યા, તે દહાડેથી અંગ્રેજી રાજ્યના વિભાગ થયા એમ ગણી શકાય છે. બંગાળાના ભાગલાથી જે ધક્કો અંગ્રેજી સત્તાને પહોચ્યો છે તે ધક્કો બીજા કોઇ પણ કાર્યથી નથી પહોંચ્યો. આનો અર્થ એમ નથી કે ભાગલાથી બીજા ગેર ઈનનસાફ થયા છે તે કાંઇ ઉતરતા હતા. નીમક વેરો એ કાંઇ ઓછો ગેર ઇન્સાફ નથી તેવું બીજું તો આગળ ઉપર આપણે ઘણું જોઇશું. પણ બંગાળાના ભાગલાની સામે થવાને પ્રજા તૈયાર હતી. પ્રજાની લાગણી તે વખતે તીવ્ર હતી. તે વેળા બગાળામાં ઘણા આગેવાન પોતાનું બધું જતું કરવાને તૈયાર હતા. પોતાની સત્તાનું તેમને ભાન હતું તેથી એકદમ ભડકો થયો. તે હવે હોલવાય તેવો નથી. હોલવવાની જરૂર પણ નથી. ભાગલા ટુટશે, બંગાલ પાછું જોડાશે પણ અંગ્રેજી વહાણમાં જે તડ પડી છે તે તો રહેવાની જ તે દહાડે દહાડે મોટી થશે. જાગેલું હિન્દ પાછુ સૂઇ જાય એ બનવા જોગ નથી. ભાગલા રદ કરવા એ સ્વરાજ્યની માગણી બરાબર છે, બંગાળાના આગેવાન આ વાત સમજે છે. અંગ્રેજી સત્તાવાળા પણ એ વાત સમજે છે તેથી જ

ભાગલા ગયા નથી. જેમ દિવસ જાય છે તેમ પ્રજા ઘડાય છે. પ્રજા કાંઇ એક દહાડામાં થતી નથી; તેને વર્ષો જોઇએ છીએ.

**વા:** ભાગલાનાં પરીણામો તમે શું જોયા !

**અ:** આજ લગી આપણે ધારતા આવ્યા છીએ કે બાદશાહની પાસે અરજી કરવી. એ અરજી કરતાં દાદ ન મળે તો સહન કરવું. જો કે અરજ તો કર્યાં જ કરવી ભાગલા પછી લોકોએ. જોયું કે અરજીની પાછળ બળ જોઇએ. લોકોમાં સહન શકિત જોઇએ, આ નવો જુસ્સો તે ભાગલાનું મુખ્ય પરીણામ ગણાય. તે જુસ્સો છાપાનાં લખાણોમાં જોવામાં આવ્યો. લખાણો કડક થવા લાગ્યાં. જે વાત લોકોમાં બીકમાં કે છાની કરતા તે જાહેરમાં થવા–લખાવા–લાગી. સ્વદેશી હીલચાલ ચાલી. અંગ્રેજને જોઇને નાના મોટા નાસતા તે હવે બ્હીતા બંધ થયા. મારા મારીથી પણ ન ડર્યા. જેલ જવું તેમાં હરકત ન ગણી અને હિન્દના પુત્રરત્ન હાલ દેશનિકાલ થઇ બીરાજે છે. આવી સામગ્રી તે અરજીના કરતાં જુદી જાતની છે. આમ લોકોમાં કોલાહલ થઇ રહ્યો છે. બંગાળાનો પવન ઉત્તરમાં પંજાબ લગી ને મદ્રાસ ઇલાકામાં કન્યાકુમારી ભૂશીર સુધી પહોંચી ગયો છે.

**વા:** આ સિવાય બીજું કાંઇ જાણવા જેવું પરિણામ તમને સૂઝે છે.

**અ:** બંગાળાના ભાગલાથી અંગ્રેજ વહાણમાં ભાગલો પડયો છે. તેમ આપણામાં પણ ભાગલો પડયો છે. મોટા બનાવોના પરિણામ એમ મોટાં જ આવે છે. આપણા આગેવાનોમાં બે તડ થયાં છે. એક મોડરેટ અને બીજા એકસ્ટ્રીમીસ્ટ. તેને આપણે ધીમા અને ઉતાવળા એમ કહી શકીએ. કોઇ મોડરેટને બ્હીકણ પક્ષ અને એકસ્ટ્રીમીસ્ટને હિમ્મતવાન પક્ષ એમ પણ કહે છે. સૌ પોત પોતાના

વિચાર પ્રમાણે એ બે શબ્દોનો અર્થ કરે છે, એટલું તો ખરૂં કે આ પક્ષ પડયા છે તેની વચ્ચે ઝેર પણ પેદા થયું છે. એક પક્ષ બીજાનો અવિશ્વાસ કરે છે. અને એક બીજાને મ્હેણાં મારે છે.

સુરતની કોંગ્રેસ વખતે લગભગ ગારા મારી પણ થઈ. આ બે પક્ષ પડયા છે તે નિશાની દેશને સારૂ ઠીક નથી, એમ મને તો લાગે છે. પણ હું એમ પણ માનું છું કે એવા પક્ષ લાંબી મુદત સુધી ટકશે નહિ. કેટલી મુદત સુધી આવાં તડ રહેશે તે આગેવાનો ઉપર આધાર રાખે છે.



## પ્રકરણ ૩.

### અશાંતિ અને અસંતોષ.

વાઃ ત્યારે બંગભંગ એ તમે જાગૃતિનું કારણ માન્યું. તેથી ફેલાયલી અશાન્તિ ઠીક ગણાય કે અઠીક ?

અઃ માણસ ઉંઘમાંથી ઉઠે છે ત્યારે આળસ મરડે છે આમતેમ ફરે છે અને અશાન્ત હોય છે. પુરૂં ભાન આવતાં તેને વખત લાગે છે. તેમ જ જોકે બંગભંગથી જાગૃતિ થઇ છે છતાં હજી બેભાની નથી ગઇ. હજી આળસ મરડવાની સ્થિતિમાં આપણે છીએ. હજી સ્થિતિ અશાન્તિની છે. જેમ ઉંઘ અને જાગૃતિ વચ્ચેની અવસ્થા જરૂરની હોવી ને ગણવી જોઇએ ને તેથી તે ઠીક કહેવાય તેમ બંગાળામાંને તેથી હિન્દમાં અશાન્તિ એ પણ ઠીક કહેવાય. અશાન્તિ છે એમ આપણે જાણીએ છીએ. તેથી શાન્તિનો વખત આવવા સંભવ રહે છે. ઉંઘમાંથી ઉઠતાં સદાય આળસ મરડવાની સ્થિતિમાં

આપણે નથી રહેતા. પણ વહેલા મોટા આપણી શકિત પ્રમાણે આપણે જાગીએ છીએ. તેમ આ અશાન્તિમાંથી આપણે જરૂર છુ-ટશું. અશાન્તિ કોઇને ગમતી વસ્તુ નથી.

અ: અશાન્તિ એ ખરૂં જોતાં અસંતોષ છે. તેને હાલ આ-પણે (unrest) કહીએ છીએ. કોંગ્રેસ કાળમાં તે 'discontent' કહેવાતો થી. હ્યુમ હમેશાં કહેતાં કે હિન્દમાં અસંતોષ ફેલાવવાની જરૂર છે. તે અસંતોષ બહુ ઉપયોગી વસ્તુ છે. જ્યાં સુધી માણસ પોતાની ચાલુ સ્થિતિમાં રાજી રહે ત્યાં સુધી તેને તેમાંથી નીકળ-વાનું સમજાવવું એ મુસ્કેલીની વાત છે. તેથી દરેક સુધારાની પૂર્વે અસંતોષ હોવો જ જોઇએ. ચાલુ ચીજનો અણુગમો પેદા થાય ત્યારેજ તેને નાખી દેવાનું મન થાય. તેવો અસંતોષ આપણે મહાન હિન્દીનાં તેમજ અગ્રેજોના પુસ્તકો વાંચીને પામ્યા છીએ. તે અસં-તોષથી અશાન્તિ થઇ અને અશાન્તિમાં કોઇ મૂઆ, કોઇ આખડયા, કોઇ જેલ ગયા, કોઇ દેશનિકાલ થયા. હજી તેમ થશે, થવું જોઇએ. એ બધાં ચિન્હ સારાં ગણી શકાય છે. પણ તેનું પરિણામ માઠું આવી શકે છે.



## પ્રકરણ ૪.

### સ્વરાજ્ય તે શું ?

વા: કોન્ગ્રેસે હિન્દને એક પ્રજા કરવા શું કર્યું ? બંગભંગથી કેમ જાગૃતિ થઇ ? અશાન્તિ અને અસંતોષ કેમ ફેલાયાં તે જાણ્યું. હવે સ્વરાજ્ય વિષે તમારા શા વિચાર છે તે જાણવા માગું છું. મને ધાસ્તી છે કે વખતે આપણી સમજમાં ફેરફાર હોય.

અ: ફેરફાર હોવા સંભવ છે. સ્વરાજ્યને સારૂ તમે અમે સૌ અધીરા બની રહ્યા છીએ. પણ તે શું તે બાબત ઉપર આપણે ચોક્કસ વિચાર ઉપર નથી. અંગ્રેજને કાઢી મૂકવા એ વિચાર ઘણા-ખરાને મોઢેથી સંભળાય છે. પણ તે શા કારણથી તેનો વિચાર બરાબર કર્યો હોય એમ લાગતું નથી. તમનેજ હું એક સવાલ પુછું છું કદાચ જેટલું આપણે માગીએ છીએ તેટલું બધુ અંગ્રેજ આપે તો પછી અંગ્રેજને કાઢી મૂકવાની જરૂર તમો ગણો છો ખરા?

વા: હું તો તેઓની પાસે એકજ ચીજ માગું. મહેરબાની કરીને તમ અમારા મુલકમાંથી જાવ. આ માગણી તેઓ કબુલ રાખે અને તેઓ હિન્દમાંથી ગયા છતાં રહ્યા એમ અર્થનો અનર્થ કોઇ કરી બેસાડે તો મને હરકત નથી. તો પછી એમ માનશું કે ગુજ-રાતી ભાષામાં "ગયા" એ શબ્દનો અર્થ કોઇ "રહ્યા" એમ કરે છે.

અ: વારૂ આપણે ધારી લઇએ કે માગણી મુજબ અંગ્રેજો ગયા. પછી શું કરશો?

વા: એ સવાલનો જવાબ અત્યારથી અપાયજ નહિ. જેવી રીતે તેઓ જાય તેની ઉપર પાછળની સ્થિતિનો આધાર રહેશે. તમે કહો છો તેમ ધારીએ કે તેઓ ગયા, તો મને લાગે છે કે તેઓએ બાંધેલું બંધારણ આપણે રાખીએ અને રાજ્ય કારભાર આપણે ચલાવીએ. તેઓ એમજ ચાલ્યા જાય તો આપણી પાસે લશ્કર વગેરે તૈયારજ હશે. એટલે આપણને રાજ્ય કારભાર ચલાવતાં અડચણ નહિ આવે.

અ: તમે ભલે એમ ધારો. હું તો એમ નહિ ધારૂં. છતાં હું હમણાં તે બાબત વધારે ચર્ચવા નથી માગતો. મારે તો તમારા

સવાલનો જવાબ આપવાનો રહ્યો છે. તે હું તમને કેટલાક સવાલ પૂછીને સારી રીતે આપી શકું છું. તેટલાજ સારૂ કાંઇ સવાલો પુછું છું.

વાઃ કેમકે તેઓના રાજ્ય કારભારથી દેશ કંગાલ થયો છે. તેઓ દર વર્ષે દેશમાંથી પૈસા લઈ જાય છે. તેઓ પોતાનીજ ચામડીના માણસોને મોટા હોદ્દા આપે છે. આપણને માત્ર ગુલામીમાં રાખે છે. આપણી તરફ ઉદ્ધતાઈથી વર્તે છે. ને આપણી કશી દરકાર નથી કરતા.

અઃ જો તેઓ પૈસા બહાર ન લઇ જાય. નમ્ર બને અને આપણને મોટા હોદ્દા આપે તો કાંઇ તેઓના રહેવાથી અડચણ તમે માનો છો ખરા ?

વાઃ એ સવાલજ નકામો છે. વાઘ પોતાનું સ્વરૂપ ફેરવે તો તેની ભાઇબંધીમાં નુકસાન ખરૂં ? એવી જાતનો સવાલ તમે પૂછયો છે. એ ખાલી વખત ગુમાવવાની ખાતર, જો વાઘ પોતાનો સ્વભાવ ફેરવે તો અંગ્રેજો પોતાની આદત છોડે. જે બનવા જેવું નથી તે બનશે એમ માનવું એ માણુસની રીત નજ કહેવાય.

અઃ કેનેડાને જે રાજ્યસત્તા મળી છે, બોયરને જે રાજ્યસત્તા મળી છે તે આપણને મળે તો ?

વાઃ એ પણ નકામો સવાલ છે. આપણી પાસે તેઓની પેઠે દારૂગોળો હોય તો તેમ થાય ખરૂં. પણ જ્યારે તે લોકોના જેટલી સત્તા આપણને આપશે ત્યારે તો આપણે આપણોજ વાવટો રાખીશું. જેવું જાપાન તેવું હિન્દ. આપણને આપણો કાફલો, આપણું લશ્કર, આપણી જાહોજલાલી અને ત્યારે હિન્દ આખી દુનિયામાં ગાજી રહેશે.

અ: આ તો તમે ભલો ચીતાર ચીતર્યો. આનો અર્થ તો એ થયો કે આપણે અંગ્રેજી રાજ્ય જોઇએ પણ અંગ્રેજો ન જોઇએ. તમે વાઘનો સ્વભાવ માગો છો પણ વાઘને માગતા નથી. એટલે કે તમે હિન્દને અંગ્રેજી બનાવવા માગો છો અને જ્યારે હિન્દ અંગ્રેજી થશે ત્યારે તે હિન્દુસ્થાન નહિ કહેવાય પરંતુ તે અંગ્રેજસ્થાન કહેવાશે. આ સ્વરાજ્ય મારા વિચારનું નથી.

વા: મેં તો મને સૂઝે છે તેવું સ્વરાજ્ય બતાવ્યું. જો આપણે કેળવણી લઇએ છીએ તે કાંઇ કામની હોય, સ્પેન્સર, મીલ વગેરે મહાન લેખકોનાં લખાણો વાંચીએ છીએ તે કાંઇ કામનાં હોય, અંગ્રેજની પાર્લમેન્ટ તે પાર્લમેન્ટની માતા હોય, તો પછી બેશક મને તો એમ લાગે છે કે આપણે તેમની નકલ કરવી જોઇએ. તે એટલે લગી કે જેમ તેઓ પોતાના મૂલકમાં બીજાને પેસવા નથી દેતા તેમ આપણે પણ ન પેસવા દઇએ, બાકી પોતાનાજ મુલકમાં જે તેઓએ કર્યું છે તેવું તો હજી બીજી જગાએ જોવામાં નથી આવતું. એટલે તે તો આપણે દાખલ કરવુંજ ઘટે. પણ હવે તમારા વિચાર જણાવો.

અ: હજી વાર છે. મારા વીચાર એની મેળે આ ચર્ચામાં જણાઇ રહેશે. સ્વરાજ્ય સમજવું તમને જેટલું સહેલ લાગે છે તેટલુંજ મને તો મુસ્કેલ લાગે છે. એટલે હમણાં તો હું તમને એટલુંજ સમજાવવા પ્રયત્ન કરીશ કે જેને તમે સ્વરાજ્ય કહો છો તે તો સ્વરાજ્ય ખરૂં જોતાં નથી.



# પ્રકરણ ૫.

## ઇંગ્લાંડની સ્થિતિ.

**વાઃ** ત્યારે તમારા કહેવા ઉપરથી હું એ અનુમાન કરૂં છું કે ઇંગ્લાંડ જે રાજ્ય ભોગવે છે તે બરાબર નથી ને આપણને તે ન ઘટે.

**અઃ** આ અનુમાન તમે બરાબર કર્યું છે. ઇંગ્લાંડમાં જે સ્થિતિ હાલ છે તે ખરેખર દયામણી છે. અને હું તો ઈશ્વરની પાસે માગુ છું કે તેવી સ્થિતિ હિન્દની કદાપી ન થજો. જેને તમે પાર્લમેન્ટની માતા કહો છો તે પાર્લમેન્ટ તો વાંઝણી છે અને વેશ્યા છે. આ બન્ને શબ્દો આકરા છે. છતાં તે બરાબર લાગુ પડે છે. મેં વાંઝણી કહી કેમકે પાર્લમેન્ટે એક પણ સારૂં કામ કર્યું નથી. જો તેની ઉપર જોર કરનાર કોઇ ન હોય તો તે કાંઇજ ન કરે એવી એની સ્થિતિ સ્વભાવિક રીતે છે. અને તે વેશ્યા છે કેમકે તેને જે પ્રધાન મંડળ રાખે તે પ્રધાન મંડળની પાસે તે રહે છે. આજે તેનો ધણી એકસ્વીથ તો કાલે બાલ્ફર પરમ દહાડે ત્રીજો.

**વાઃ** આ તો તમે કાંઇ વ્યંગમાં બોલ્યા છો. વાંઝણી શબ્દ હજી તમે લાગુ પાડ્યો નથી. પાર્લમેન્ટ લોકોની બનેલી છે. એટલે બેશક લોકોના દાબ નીચેજ કામ કરે એજ તેનો ગુણ છે. તેની ઉપરનો અંકુશ છે.

**અઃ** આ વાત મહા ભૂલ ભરેલી છે. જો પાર્લમેન્ટ વાંઝણી ન હોય તો આમ થવું જોઇએ. લોકો તેમાં સરસમાં સરસ મેમ્બરોને ચૂંટીને મોકલે છે. મેમ્બરો વગર પગારે જાય છે. એટલે લોક કલ્યાણને સારૂ જવા જોઇએ. લોકો પોતે કેળવાયેલા ગણાય છે એટલે ભૂલ ન કરે એમ આપણે માનવું જોઇએ. આવી પાર્લમેન્ટને અરજી

ન ધરે; તેની ઉપર દાબ ન ધરે. તે પાર્લામેન્ટનું કામ એવું સરળ હોવું જોઇએ કે દહાડે દહાડે તેનું તેજ વધારે દેખાય. ને લોકોની ઉપર તેની અસર થતી જાય. તેને બદલે આટલું તો સઉ કબુલ કરે છે કે પાર્લામેન્ટના મેમ્બરો આડંબરીઆને સ્વાર્થિ જોવામાં આવે છે. સૌ પોતાનું ખેંચે છે. માત્ર ધાસ્તીને લીધેજ પાર્લામેન્ટ કાંઇ કામ કરે છે. આજ કર્યું હોય તે કાલે રદ કરવું પડે છે. એક પણ વસ્તુ પાર્લામેન્ટે આજ સુધીમા ઠેકાણે પાડી હોય એવો એક પણ દાખલો જોવામાં નથી આવતો. મોટા સવાલોની ચર્ચા જ્યારે પાર્લામેન્ટમાં ચાલતી હોય ત્યારે તેના મેમ્બરો લાંબા થઇને પડે છે. અને બેઠા ઝોલાં ખાય છે તે પાર્લામેન્ટમાં મેમ્બરો એવા બરાડા પાડે કે સાંભળનારા કાયર થઇ જાય છે. ત્યાંના એક મહાન લેખકે તેને " દુનિયાની "વાતુડી" એવું નામ આપ્યું છે. મેમ્બરો જે પક્ષના હોય તે તે તરફ પોતાનો મત વગર વિચારે આપે છે. આપવા બંધાએલા છે. તેમાં કાંઇ અપવાદ રૂપે નીકળી આવે તો તેના ભોગ સમજવા. જેટલો વખત અને પૈસા પાર્લામેન્ટ ગાળે છે તેટલો વખત અને પૈસા થોડા સારા માણસને મળે તો પ્રજાનો ઉદ્ધાર થઇ જાય. આ પાર્લામેન્ટ તો પ્રજાનું રમકડું છે. ને તે રમકડું પ્રજાને બહુ ખર્ચમાં નાંખે છે. આ વિચારો મારા અંગત છે એમ તમે ન જાણુશો. મોટા અને વિચારવંત અંગ્રેજો તેનો વીચાર કરે છે. એક મેમ્બરે તો એમજ કહ્યું છે કે પાર્લામેન્ટ ધર્મિષ્ટ માણસને લાયકની નથી રહી. બીજા મેમ્બરે કહ્યું કે પાર્લામેન્ટ તે "બેબી" બચ્ચું છે. બચ્ચાંને કોઇ દહાડો તમે સદાય બચ્ચાં રહેલાં જોએલાં ? આજ સાતસો વર્ષ પછી જ્યારે પાર્લામેન્ટ બચ્ચું હોય તો તે ક્યારે મોટી થશે?

વાઃ તમે મને વીચારમાં નાંખ્યો. આ બધુ મારે એકદમ માની લેવું એમ તો તમે નહિજ કહો. તદ્દન જુદા વીચાર તમે મારા મનમાં પેદા કરો છો તેને મારે પચાવવા જોઇએ. ઠીક છે. હવે વેસ્યા શબ્દનું વિવેચન કરો.

અઃ તમારાથી એકદમ મારા વીચાર ન મનાય એ બરાબર છે. તે વિષે તમારે જે વાંચવું ઘટે તે વાંચશો તો તમને કાંઇક ખ્યાલ આવશે. પાર્લામેન્ટને વેસ્યાનું નામ આપ્યું છે તે પણ બરાબર છે. તેનો કોઇ ધણી નથી. તેનો ધણી એક હોઇ ન શકે. પણ મારો કહેવાનો એટલોજ ભાવાર્થ નથી. જ્યારે તેનો કોઇ ધણી બને છે, જેમકે મુખ્ય પ્રધાન, ત્યારે પણ તેની ચાલ એક સરખી નથી રહેતી, જેવા બે હાલ વેસ્યાના હોય છે તેવાજ પાર્લામેન્ટના સદાય રહે છે, મુખ્ય પ્રધાનને પાર્લામેન્ટની દાઝ થોડી જ રહે છે. તે તેની સત્તા ના તોરમાં ગુલ્તાન રહે છે. તેનો પક્ષ કેમ જીતે એજ તેને લગતી હોય છે· પાર્લામેન્ટ કેમ ખરૂં કરે તે વીચાર તેને થોડોજ રહે છે, પોતાના પક્ષને જોર આપવા પાર્લામેન્ટની પાસે કાંઇક કામો મુખ્ય પ્રધાન તેની પાસે કરાવે છે, એવા દાખલા જોઇએ તેટલા મળી આવે છે આ બધું વીચારવા લાયક છે.

વાઃ ત્યારે તમે તો જેઓને આજ લગી દેશાભિમાની અને પ્રમાણિક માણસો ગણતા આવ્યા છીએ તેની ઉપર હુમલો કરો છો.

અઃ હા, એ ખરૂં છે. મારે કાંઇ મુખ્ય પ્રધાનોનો દ્વેશ નથી, પણ અનુભવે મેં જોયું કે તેઓ ખરા દેશાભિમાની ન ગણાય. તેઓ જાહેરમાં જેને લાંચ કહીએ છીએ તે લેતા દેતા નથી તેથી પ્રમાણિક ભલે ગણાય. પણ તેઓની પાસે વગ પહોંચી શકે છે. તેઓ બીજાઓની પાસે કામ લેવાને સારૂ ઇલ્કાબો વગેરેની લાંચો પુષ્કળ આપે છે. શુદ્ધ ભાવ અને શુદ્ધ પ્રમાણિકપણું તેઓમાં નથી એમ હું હિમ્મતથી કહી શકું છું.

વા: આમ તમારા વિચાર છે ત્યારે તો હવે અંગ્રેજ લોકો કે જેને નામે પાર્લામેન્ટ રાજ્ય કરે છે તેને વિષે પણ કાંઇક કહો એટલે તેમના સ્વરાજ્યનો પુરો ખ્યાલ આવે.

અ: અંગ્રેજો જેઓ વોટર છે (ચુંટણી કરે છે) તેઓનું ધર્મ પુસ્તક (બાયબલ) વર્તમાનપત્ર થઇ પડયાં છે. તેઓ તે પત્રોમાંથી પોતાના વિચાર બાંધે છે. પત્રો અપ્રમાણિક છે. એકજ વાતને બે રૂપ આપે છે. બીજા પક્ષવાળા તે વાત છોટી કરી નાંખે છે. એક છાપાવાળો એક આગેવાન અંગ્રેજને પ્રમાણિક ગણશે. બીજો છાપાવાળો તેને અપ્રમાણિક ગણશે આવાં જે દેશમાં છાપાં છે તે દેશના માણસોના કેવા બેહાલ હોવા જોઇએ?

વા: તે તમેજ બતાવો.

અ: તે લોકો ઘડી ઘડીમાં વીચાર બદલાવે છે. એમ તો એ લોકોમાં કહેણી છે કે સાત સાત વર્ષે રંગ બદલાય છે. ઘડીઆળના તોલાની માફક તેઓ આમતેમ ફર્યા કરે છે. ઠેકાણાસર બેસી શકતા નથી કોઇ માણસ જરા છટાદાર હોય ને વાતો ભારે કરી દે, અથવા તેઓને મીજલસ વગેરે આપે તો નગારચીની માફક તેની ઢોલકી વગાડવા બેસી જાય છે. તેવા માણસોની પાર્લામેન્ટ તેવીજ હોય તેઓનામાં એક વસ્તુ છે ખરી. તે એ કે પોતાના દેશને જવા નહિ દે. ને જો કોઇ તેની ઉપર નજર કરે તો તેને આંધળો બીંત કરી મૂકશે. પણ તેથી કાંઇ તે પ્રજામાં બધા ગુણ આવી ગયા અથવા તે પ્રજાની નકલ કરવી તે કાંઇ કહી શકાય નહિ. જો હિન્દ અંગ્રેજી પ્રજાની નકલ કરે તો હિંદ પાયમાલ થઇ જાય એવો મારો તો ખાસ મત છે.

વા: આમ અંગ્રેજી પ્રજા થઇ છે તેનાં શા કારણ માનો છો?

અ: તેમાં અંગ્રેજોનો ખાસ દોષ નથી. પણ તેઓના બલ્કે યુરોપના આજકાલના સુધારાનો દોષ છે. એ સુધારો કુધારો છે. અને તેથી યુરોપની પ્રજા પાયમાલ થતી ચાલી છે.

# પ્રકરણ ૬.

## સુધારાનું દર્શન

વાઃ હવે તો તમારે સુધારાની વાત પણ કરવી પડશે. તમારે હીસાબે તો સુધારો તે કૂધારો થયો.

અ: મારે હીસાબે જ નહિ પણ અંગ્રેજ લેખકોને હીસાબે સુધારો તે કુધારો છે, તે વિષે બહુ પુસ્તકો લખાયાં છે. તેઓમાં સુધારાની સામે થવાનાં મંડળો પણ સ્થપાતાં જાય છે. એક મહાન્ લેખકે સુધારો, તેનાં કારણો અને તેની દવા એ નામનું એક પુસ્તક લખ્યું છે અને તેમાં સુધારાને રોગ' કહ્યો છે.

વાઃ આ બધું આપણે કેમ જાણતા નથી શકતા?

અા: એ તો દેખાઇ આવે તેવું કારણ છે. કોઇ પણ માણુસ પોતાની વિરૂદ્ધ વાત કરે એવું ભાગ્યે જ બને છે. સુધારામાં મોહ પામેલા માણુસ તેની સામે નહિ લખે પણ તેને ટેકો મળે એવી વાતો અને દલીલો શોધી કાઢશે. આ તેઓ જાણી જોઇને કરે છે એમ પણ નથી. તેઓ જે લખે છે તે પોતે માને છે. નિદ્રાવશ થયેલા માણુસ પોતાને સ્વપ્નું આવે છે તે ખરૂં જ માને છે. જ્યારે તેની ઊંઘ ઉડે, ત્યારે જ તેને પોતાની ભૂલ માલમ પડે છે. આવી દશા સુધારાવશ માણુસની છે. આપણે જે કાંઈ વાંચીએ છીએ તે સુધારાના હીમાયતીનાં લખાણ હોય છે. તેમાં બહુ હોંશિયાર અને ભલા માણુસો પણ છે. તેઓનાં લખાણથી આપણે અંજાઇ જઇએ છીએ. આમ એક પછી એક માણુસ ફસતા જાય છે.

વાઃ આ વાત તમે બરોબર કરી છે. હવે તમે જે વાંચ્યું વિચાર્યું છે તેનો ખ્યાલ આપો.

આ: પ્રથમ તો સુધારો એ નામ સ્થિતિને આપવામાં આવે છે.

આપણે વિચારીએ આ સુધારાની ખરી ઓરખ તો એ છે કે માણસો બહીરની શોધમાં, ને શરીર સુખમાં સાર્થક અને પુરૂષાર્થ માને છે. તેના દાખલા લઇએ. સો વર્ષ પહેલાં જેવાં ઘરમ યુરોપના લોકો રહેતા હતા, તેના કરતાં હાલ વધારે સરસ ઘરમાં રહે છે. આ સુધારાની નિશાની ગણાય છે. આમાં શરીર સુખની વાત રહેલી છે. અગાઉ માણસો ચામડાનાં વસ્ત્ર પહેરતા અને ભાલા વાપરતા. હવે તેઓ મોટા લેંઘા પહેરે છે; ને શરીર શૃંગારને સારૂ તહેરવાર કપડાં બનાવે છે. તથા ભાલાને બદલે એક પછી એક પાંચ ઘા કરી શકે એવી ચક્કરવાળી બંદુકડી વાપરે છે. તે સુધારાની નિશાની છે કોઇ મુલકના માણસ જોડા વગેરે ન પહેરતા હોય તે જ્યારે યુરોપનાં કપડાં પહેરતાં શીખે છે, ત્યારે જંગલી દશામાંથી સુધરેલી દશામાં આવેલાં ગણાય છે. અગાઉ યુરોપમાં માણસો સાધારણ હળથી પોતાના જોગી જમીન જાત મહેનતથી ખેડતાં તેને બદલે હાલ વરાળયંત્રોથી હળ ચલાવી એક માણસ ઘણી જમીન ખેડી શકે છે ને ખુબ પૈસો એકઠો કરી શકે છે. તે સુધારાની નિશાની ગણાય છે. અગાઉ માણસો કોકજ પુસ્તકો લખતા તે અમૂલ્ય ગણતા. આજે જેને જેવું ફાવે તેવું લખે છે ને છાપે છે. તથા લોકનાં મન ભમાવે છે. આ સુધારાની નિશાની છે. અગાઉ માણસો ગાડાં વાટે દહાડાની બાર ગઉની મજલ કરતા. હાલ રેલ ગાડીથી ચારસો ગાઉની મજલ કરી શકે છે. આ તો સુધારાની ટોચ ગણાઇ છે. હજી જેમ સુધારો વધતો જાય છે તેમ એવું ધારવામાં આવે છે કે માણસો હવાઇ વીમાનથી મુસાફરી કરશે, ને થોડા કલાકમાં દુનીઆના ગમે તે ભાગમાં જઇ પહોંચશે. માણસોને હાથ પગ નહિ વાપરવા પડે.

એક બટન ચાંપશે ત્યારે તેને પહેરવાનો પોપાક આવી મળશે. બીજું બટન દાબશે ત્યારે તેને છાપાં આવશે. ત્રીજું બટન ચાંપશે ત્યારે ગાડી તૈયાર થઇ જશે. નિત્ય નવાં ભોજન મળશે. હાથ તથા પગનો ખપજ નહિ પડે. બધું સંચાથી જ કામ લેવાશે. અગાઉ માણસો જ્યારે લડવા માગતા ત્યારે એક બીજાનું શરીર બળ અજમાવતાં. હવે તો તોપના એક ગોળાથી હજારો માણસના જાન લઇ શકાય છે. આ સુધારાની નિશાની છે. અગાઉ લોકો ખુલ્લી હવામાં પોતાને ઠીક પડે તેટલું સ્વતંત્રપણે કામ કરતા. હવે હજારો મજુરો પોતાના ગુજરાનની ખાતર એકઠા મળી મોટાં કારખાનાંઓમાં કે ખાણોમાં કામ કરે છે. તેઓની દશા જાનવર કરતાં હલકી થઇ પડી છે. તેઓને શીસા વગેરેના કારખાનામાં જાનની ખુવારી કરી કામ કરવું પડે છે. આનો ભોગ પૈસાદાર માણસોને મળે છે. અગાઉ માણસોને મારી ગુલામ કરતા. હાલ માણસોને પૈસાની કે ભોગની લાલચ આપી ગુલામ બનાવે છે. અગાઉ લોકોમાં દરદ ન હતાં, તેવા દરદો પેદા થયાં છે, ને તેની સાથે દાકતરો શોધ કરવા લાગ્યા છે કે તે દરદો કેમ મટાડવાં. આમ કરતાં ઇસ્પીતાલો વધી છે. તે સુધારાની નિશાની ગણાય છે. અગાઉ કાગળો લખતા ત્યારે ખસુસ ખેપીઆ જતા અને બહુ ખર્ચે તેવું બની શકતું. આજે મારે કોઇને ગાળ ભાંડવાનો કાગળ લખવો હોય તો એક દો૦.એ હું ગાળ કાઢી શકું છું. કોઇને મારે સાબાશી આપવી હોય તો તે પણ હું તેટલીજ કીમતે પહોંચાડી શકું છું. આ સુધારાની નિશાની છે. અગાઉ માણસો બેથી ત્રણ વખત ખાતા અને તે પણ હાથે પકાવેલી રોટી અને થોડી તરકારી હોય તો તે હવે બબ્બે કલાકે ખાવાનું જોઇએ. અને તે એટલે દરજ્જે કે ખાવામાંથી લોકો નવરાજ

નાથી થતા હવે કેટલું કહું ! આ બધું તમે ગમે તે પુસ્તકમાં જોઇ શકો છો. સુધારાની આ બધી ખરી નિશાની છે, ને જો કોઇ પણ માણસ તેથી જુદી વાત સમજે તો તે ભોળો છે. એમ ચોકસ માનજો. સુધારો તો હું જણાવી ગયો તેજ ગણાય છે. તેમા નીતિ કે ધર્મની વાત છે જ નહિ. સુધારાના હિમાયતી ચોખ્ખી વાત કરે છે કે લોકોને ધર્મ શિખવવાનું કામ તેમનું નથી. ને ધર્મતો કેટલાક ઢોંગ છે એમ માને છે. કેટલાક વળી ધર્મનો ડોળ કરે છે. નીતિની વાર્તા પણ કરે છે, છતાં હું તમને વીસ વર્ષના અનુભવ પરથી કહું છુ. કે નિતિને નામે અનીતિ શિખવવામાં આવે છે. નીતિ ઉપલી બાબતોમાં ન હોઇ શકે એ બાબત પણ સમજી શકાય તેવું છે. શરીર સુખ કેમ મળે એ સુધારો શોધે છે. એજ તે આપવા મહેનત કરે છે. છતાં તે સુખ પણ નથી મળી શકતું

આ સુધારો તે અધર્મ છે. અને તે યુરોપમાં એટલે દરજ્જે ફેલાયો છે કે ત્યાંનાં માણસો અર્ધ ગાંડા જેવા જોવામાં આવે છે. તેઓનામાં ખરૂં કૌવત નથી. પોતાનું જોર નિશા કરી ટકાવી રાખે છે, એકાન્તે તે લોકો બેસી શકતા નથી સ્ત્રીઓ ઘરની રાણી હોવી જોઇએ, તેઓને શેરીઓમાં ભટકવું પડે છે. અથવા તો તેઓનો મજુરીએ જવું પડે છે. ઇંગ્લાંડમાં જ ચાળીસ લાખ રંક અબળાઓ પેટને અર્થે ગદ્ધા મજુરી કરે છે. અને તેને લીધે સફ્રેજેટની હીલચાલ ચાલી રહી છે.

આ સુધારો એવો છે કે જો આપણે ધીરજ રાખી બેસીશું તો સુધારાની અડફેટમાં આવેલા માણસો પોતે સળગાવેલી અગ્નિમાં બળી મરશે. પેગમ્બર મહમદના શિક્ષણ પ્રમાણે આ સેતાની રાજ્ય

ગણાય. હિન્દુ ધર્મ આને હડહડતો કળી કાળ કહે. હું તમને સુધા-રાનો આબેહુબ ચિતાર નથી આપી શકતો. મારી શકિતની બહારની આ વાત છે. પણ તમે સમજશો કે આ સુધારાથી અંગ્રેજી પ્રજામાં સડો કરી રહ્યો છે. તે સુધારો નાશકારક અને નાશવંત છે. તેનાથી દૂર રહેવું ઘટે છે. અને તેથીજ અંગ્રેજી પાર્લામેન્ટને બીજી પાર્લ-નકામી થઇ પડી છે. તે પાર્લામેન્ટ તે પ્રજાની ગુલામીની નિશાની છે. એ ખચીત વાત છે. વાંચો વિચારો તો તમને પણ એમજ લાગશે. તેમાં અંગ્રેજનો વાંક હવે તમે નહિ કાઢો. તેમની ઉપર દયા ખાવા જેવું છે, તેઓ બાહોશ માણસ, એટલે તે જાળમાંથી નીકળી આવશે. એમ મારૂં માનવું છે. તેઓ સાહિસિક છે અને મ-હેનતુ છે. તેઓના વિચાર મૂળે અનીતિ ભરેલા નથી. એટલે તેમને વિષે મારા મનમા ઉત્તમ વિચારજ છે. તેઓનું હાડ ખરાબ નથી. સુધારો એ તેઓને અસાધ્ય રોગ નથી. પણ હાલ તેઓ તે રોગમાં ઘેરાયા છે તે તો ભૂલવાનું જ નથી.

## પ્રકરણ ૭.

### હિન્દ કેમ ગયું ?

**વાઃ** તમે સુધારાને વિષે તો બહુ બોલ્યા. મને વિચારમાં નાંખા દીધો. હવે મારે યુરોપની પ્રજા પાસેથી શુ લેવું ને શું ન લેવું એ સંકટ આવી પડયુ. પણ મને એક સવાલ તો તરત ઉઠી આવે છે કે સુધારો એ કુધારો છે, એ રોગ છે, તો અંગ્રેજ આવા સુધારામાં પડેલા તે હિન્દ કેમ લઇ શકયા ? તેમાં કેમ ટકી શકે છે ?

**અઃ** તમારા આ સવાલનો જવાબ હવે કાંઇક સહેલથી આપી

શકાશે અને હવે આપણે સ્વરાજ્યનો વિચાર પણ થોડા વારમાં કરી શકશું. તમારા એ સવાલનો જવાબ હજી મારે આપવાનો છે. તે કાંઈ ભૂલ્યો નથી. પણ તમારા છેલ્લા સવાલ ઉપર આપણે આવીએ હિન્દ અંગ્રેજે લીધું નથી પણ આપણે તેને દીધું છે. હિન્દમાં તેઓએ પોતાને બળે નથી ટકી શક્યા. પણ આપણે તેમને રાખ્યા છે કે કેમ, તે આપણે જોઈએ. તમને યાદ આપું છું કે તેઓ આપણા દેશમાં અસલ વેપાર અર્થે આવ્યા. તમારી કંપની બહાદુરને યાદ કરો. તેને બહાદુર કોણે બનાવી? તેઓ બીચારા અન્ય કરવાનો ઇરાદો પણ નહોતા રાખતા. કંપનીના માણસોને મદદ કોણે કરી? તેઓનું રૂપું જોઈને કોણ મોહાઈ જતા? તેઓનો માલ કોણ વેચી આપતું? ઇતિહાસ પુરાવો આપે છે કે આપણે જ તે બધું કરતા. પૈસો જલદી મેળવવાના હેતુથી આપણે તેમને જલદી વધાવી લેતા, આપણે તેઓને મદદ કરતા. મને ભાંગ પીવાની આદત હોય અને ભાંગ વેચનારો મને ભાંગ વેચે તેમાં મારે વેચનારનો વાંક કાઢવો કે મારો પોતાનો? વેચનારનો વાંક કાઢવાથી મારૂં વ્યસન કાંઈ જવાનું છે? ને વેચનારને હાંકી કાઢશું તો શું બીજો મને ભાંગ નહિ વેચે? હિન્દના ખરા સેવકે બરોબર શોધ કરી મૂળ તપાસવું પડશે મને ખૂબ ખાવાથી અપચો થતો હશે તો પાણીનો દોશ કાઢી હું અપચો દૂર નહિ કરી શકું. તબીબ તો એ કે જે દરદનું મૂળ શોધે. તમે હિન્દી રોગીના તબીબ થવા માગો છો, તો તમારે દરદનું મૂળ તો શોધે જ છૂટકો છે.

વાઃ તમે ખરૂ બોલો છો હવે તમારે મને સમજાવવાની દલીલ કરવાની જરૂર નહિ પડે. હું તમારા વિચાર જાણવા અધીરો બન્યો છું. આપણે હવે અત્યન્ત રસિક ભાગ ઉપર ચઢયા છીએ. એટલે મને તમારા વિચારો જ બતાવો. મને તેમાં શંકા આવશે ત્યારે હું તમને અટકાવીશ.

અ: બહુ સારૂ પણ મને ધાસ્તી છે કે આપણે આગળ ચાલીશું ત્યારે આપણામાં મતભેદ તો થશે જ. છતાં તમે અટકાવશો ત્યારે જ દલીલમાં ઉતરીશ આપણે જોયું કે અંગ્રેજ વેપારીને આપણે ઉત્તેજન આપ્યું ત્યારે તેઓ પગ પેસારો કરી શકયા. તેમજ જ્યારે આપણા રાજાઓ માંહોમાંહે લડયા ત્યારે તેઓએ કંપની બહાદૂરની મદદ માગી. કંપની બહાદૂર વેપાર અને લડાઇના કામમાં કુશળ હતી. તેમાં તેને નીતિ અનીતિની લડત ન હતી, વેપાર વધારવો અને પૈસા કમાવા એ તેનો ધંધો હતો. તેમાં જ્યારે આપણે મદદ આપી ત્યારે તેણે મદદ લીધી ને પોતાની કોઠીઓ વધારી કોઠીનો બચાવ કરવા તેણે લશ્કર રાખ્યું. એ લશ્કરનો આપણે ઉપયોગ કર્યો ને હવે તેની ઉપર દોશ રાખીએ એ નકામુ છે. આ વખતે હિન્દુ મુસલમાન વચ્ચે વેર પણ ચાલતું હતું. તેમાં પણ કંપનીને લાભ મળ્યો. આમ બધી રીતે કંપનીનો કાબુ હિન્દમાં જામે તેવું આપણે તેને સાર કર્યું. એટલે આપણે હિન્દ અંગ્રેજોને આપ્યું એમ કહેવું એ, હિન્દ ગયું એમ કહેવું એ કરતાં વધારે સાચ્ચું છે,

વા: હવે અંગ્રેજો હિન્દ કેમ રાખી શકે છે તે કહો.

અ: જેમ આપણે તેઓને આપ્યું, તેમ આપણે તેઓની પાસે હિન્દ રહેવા દઇએ છીએ, તેઓએ હિન્દ તલવારથી લીધું એમ તેઓમાંના કેટલાક કહે છે, અને તલવારથી રાખે છે એમ પણ કહે છે. આ બન્ને વાત ગલત છે. હિન્દને રાખવામાં તલવાર કાંઇજ કામ આવે તેમ નથી. આપણે જ તેઓને રહેવા દઇએ છીએ.

નેપોલીઅને અંગ્રેજોને વેપારી પ્રજા કહી છે તે તદ્દન વાજબી વાત છે. તેઓ જે દેશને રાખે છે તે દેશને વેપારને અર્થે રાખે છે. એ જાણવા જેવું છે. તેઓનાં લશ્કર અને કાફલા માત્ર વેપારની રક્ષા કરવાને અર્થે જ છે. જયારે ટ્રાન્સવાલમાં વેપાર નહોતો ત્યારે મી.

ગ્લેડસ્ટનને તરત સુઝી આવ્યું કે ટ્રાન્સવાલ અંગ્રેજોએ નહિ રાખવું જોઇએ. જ્યારે ટ્રાન્સવાલમાં વેપાર જોયો ત્યારે તેની સાથે લડાઇ કરી. અને મી. ચેમ્બરલેને શોધી કાઢ્યું કે ટ્રાન્સવાલ ઉપર અંગ્રેજની હકુમત છે. મર્હૂમ પ્રેસીડેન્ટ ક્રુઝરને કોઇએ સવાલ પૂછયો:—"ચાંદમાં સોનું છે કે નહિ ?" તેણે જવાબ આપ્યો કે "ચાંદમાં સોનું હોવાનો સંભવ નથી કેમકે જો હોત તો અંગ્રેજે તેને પોતાના રાજ્ય સાથે જોડી દેત." તેઓનો પરમેશ્વર પૈસોજ છે તે ધ્યાનમાં રાખવાથી બધા ખુલાસા થશે.

ત્યારે અંગ્રેજોને આપણે હિન્દમાં રાખીએ છીએ તે માત્ર આપણી ગરજે. આપણને તેઓનો વેપાર પસંદ આવે છે, તેઓ કાવાદાવા કરી આપણને રીઝવે છે. ને રીઝવીને આપણી પાસેથી કામ લે છે. તેમાં આપણે તેમનો દોષ કાઢવો એ તેમની સત્તા નિભાવવા જેવું છે. આમાં વળી આપણે માંહોમાંહે તકરારો કરી તેઓને વધારે ઉતેજન આપીએ છીએ.

જો તમે ઉપરની વાત બરાબર માનો તો આપણે સાબીત કર્યું કે અંગ્રેજો વેપારને અર્થે આવ્યા, વેપારને અર્થે રહે છે, અને તેઓને રાખવામાં આપણે જ મદદગાર છીએ. તેઓનાં હથીઆર તદ્દન નકામાં છે,

આ પ્રસંગે તમને યાદ આપું છું કે જાપાનમાં અંગ્રેજી વાવટો ઉડે છે એમ તમે માનજો. જાપાનની સાથે અંગ્રેજે કરાર કર્યા છે તે તેના વેપારને સારૂ; અને જાપાનમાં તમે જોશો કે અંગ્રેજો પોતાનો વેપાર ખુબ જમાવશે. અંગ્રેજ પોતાના માલને સારૂ દુનિયાને પોતાની બજાર બનાવવા માગે છે, આમ નહિ કરી શકે એ બરાબર છે. તેમાં કાંઈ તેઓનો વાંક નહિ ગણાય. તેઓ પોતાની મહેનતમાં કચાશ રાખવાના નથી.

# પ્રકરણ ૮.

## હિન્દની દશા.

વાઃ હિન્દ કેમ અંગ્રેજના હાથમાં છે તે સમજી શકાય છે. હવે હિન્ની દશા વિષે તમારા વિચાર જાણવા માગું છું.

અઃ હિન્દની દશા અત્યારે રાંકડી દશા છે. તે તમને કહેતાં મારી આંખમાં પાણી આવે છે, ને મારૂં ગળું સુકાય છે. તે હું તમને પૂરી રીતે સમજાવી શકીશ કે નહિ તે વિષે મને શક છે. મારો ખાસ અભિપ્રાય છે કે હિન્દ અંગ્રેજથી નહિ પણ આજકાલના સુધારા નીચે કચરાએલું છે. તેની ઝડપમાં તે આવી ગયું છે. ને તેમાંથી બચવાનો હજી ઉપાય છે ખરો પણ દિવસે દિવસે વખત જતો જાય છે.

મને ધર્મ વહાલો છે. એટલે પ્રથમ દુઃખ તો એ છે કે હિન્દ ધર્મભ્રષ્ટ થતું ચાલ્યું છે. ધર્મનો અર્થ હું હિન્દુ મુસલમાન કે જરથોસ્તી એમ નથી કહેતો. પણ તે બધા ધર્મમાં જે ધર્મ રહ્યો છે. તે જતો રહે છે આપણે ઈશ્વરથી વિમુખ થતા જઈએ છીએ.

વાઃ તે કેમ ?

અઃ હિન્દ ઉપર એવું તહોમત છે કે, આપણે આળસુ છીએ અને ગોરાઓ મહેનતુ તથા ઉત્સાહી છે. આ આપણે માની લીધું છે. ને તેથી આપણે આપણી સ્થિતિ બદલવા માગીએ છીએ.

હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રીસ્તિ બધા ધર્મ શિખવે છે કે આપણે દુન્યવી વસ્તુઓ વિષે મંદ રહેવું, અને ધાર્મિક વસ્તુઓ વિષે ઉત્સાહી રહેવું, આપણે આપણા દુન્યવી લોભની હદ બાંધવી. અને ધાર્મિક લોભને મોકળો રાખવો. આપણો ઉત્સાહ તેમાંજ રાખવો

**વા:** આ તો તમે પાખંડી થવાનું શિક્ષણ આપતા લાગો છો. આવી વાતો કરી ધુતારાઓ ધુતી ગયા છે, ને હજી ધુને છે.

**અ:** તમે ધર્મ ઉપર ખોટું આરોપ મૂકો છો. પાખંડ તો બધા ધર્મમાં રહ્યો છે. જ્યાં સૂર્ય હોય ત્યાં અંધારૂ રહેલું જ છે. પડછાયો દરેક વસ્તુ વિષે છે. ધર્મ ધુતારા એ દુન્યવી ધુતારા કરતાં સારા છે એમ તમે જોશો. સુધારામાં જે પાખંડ હું તમને બતાવી ગયો તે પાખંડ ધર્મમાં જોયુંજ નથી.

**વા:** એમ કેમ કહેવાય ? ધર્મને બહાને હિન્દુ મુસલમાન લઢયા, ધર્મને બહાને ખ્રિસ્તીમાં મહા યુદ્ધો થયાં. ધર્મને બહાને હજારો નિરપરાધી માણસો માર્યા ગર્યા, તેઓને બાળી નાંખ્યાં, તેઓની ઉપર મહાન સંકટો પાડયાં. આ તો સુધારા કરતાં ખરાબ જ ગણાય.

**અ:** હું તો કહું છું કે એ બધું સુધારાના દુઃખ કરતાં વધારાં સહન થઈ શકે તેવું છે. તમે કહ્યું કે એ પાખંડ છે એમ સૌ સમજે છે. તેથી પાખંડમાં આવેલા માણસો મરી રહે એટલે ઉકળી જાય છે. જ્યાં ભોળા માણસો રહ્યાં છે. ત્યાં એવું તો ચાલ્યાંજ કરશે પણ તેની અસર સદાયને સારૂ બુરી રહેતી નથી. સુધારાની હોળીમાં જે માણસો બળી રહ્યા છે તેની તો હદ જ નથી. તેની ખૂબી તો એ છે કે માણસો સારૂ માનીને તેમાં ઝપલાવે છે. તેઓ નથી રહેતા દીનના કે નથી રહેતા દુનીઆના તેઓ ખરી વસ્તુને તદન ભૂલી જાય છે. સુધારો તે ઉંદરની પેઠે ફુંકીને ફોલી ખાય છે. તેની અસર જ્યારે આપણે જાણીશું ત્યારે અગાઉના વહેમો પ્રમાણમાં આપણને મીઠા લાગશે. હું એમ નથી કહેતો કે તે વહેમોને આપણે કાયમ રાખવા.

નહિ તેની સામે તો લડીશું જ. પણ તે લડત કાંઈ ધર્મ ભૂલી જવાથી નથી લેવાવાની. પણ ખરી રીતે ધર્મ સંપાદન કરીને લેવાશે.

વાઃ ત્યારે તમો તો એમ પણ કહેશો કે અંગ્રેજોએ હિન્દમાં શાન્તિનું સુખ આપ્યું છે તે પણ નકામું છે.

અઃ તમે શાન્તિ જુઓ તો ભલે પણ હું તો શાન્તિ સુખ જોતો નથી.

વાઃ ત્યારે ઠગ, પીંઢારા, ભીલ વગેરે જે ત્રાસ ઉપર ગુજરતા હતા, તે તમારે હીસાબે તો કાંઈ હરકત જેવું ન હતું.

અઃ તમે જરા વિચારી જોશો તો માલુમ પડશે કે તેઓનો ત્રાસ માત્ર નજીવો હતો. જો તેઓનો ત્રાસ ખરોજ હોત તો પ્રજા જડ મૂળથી કયારની નાશ પામી હત. વળી હાલની શાન્તિ તે માત્ર નામની જ છે. હું એમ કહેવા માગું છું કે આપણે તે શાન્તિથી નામરદ બાયલા બીરૂ બની ગયા છીએ ભીલ પીંઢારાનો સ્વભાવ અંગ્રેજે ફેરવ્યો છે એમ લેવાનું નથી. આપણને તેવી જાતની પીડા હોય તે સહન કરવા જેવું છે. પણ બીજા માણસ આપણને જે પીડામાંથી બચાવે તે તદન હીણપત ઉપજાવનારૂં છે. આપણે અબળા બનીએ તેના કરતાં ભીલના તીરકામઠાથી મરવું તે મને વધારે પસંદ છે. તે સ્થિતિમાં જે હિન્દ હતું તે હિન્દ જુદાજ જુસ્સાનું હતું. મેકોલેએ હિન્દીઓને નામર્દ ગણેલા તે તેની અધમ અજ્ઞાન દશા સૂચવે છે. હિન્દી બાયલા કદી હતા જ નહિ. જાણજો કે જે દેશમાં પહાડી લોકો વસે છે, જેમાં વાઘવરૂ વસે છે, તે દેશમાં રહેનારા માણસો ખરેખરા બીકણ હોય તો તેઓનો નાશ જ થાય. તમે કોઈ દિવસ ખેતરોમાં ગયા છો? તમને હું ખાત્રી પુર્વક કહું છું કે ખેતરોમાં આપણા ખેડુતો નિર્ભય થઈને આજ પણ સૂએ છે, ત્યારે ત્યાં

અંગ્રેજ અને તમે સૂવાની આનાકાની કરશો. બળ એ નિર્ભયતામાં રહેલું છે. શરીરમાં માંસના લોચા બહુ હોવામાં બળ નથી. એ તમે થોડોક ખ્યાલ કરશો તો જાણી શકશો.

વળી તમે જે સ્વરાજ્ય ઇચ્છનારા છો તેમને હું ચેતવું છું કે ભીલ, પીંઢારા અને ઠગ તે આપણા દેશી ભાઇ છે. તેને જીતવા તે તમારૂં અને અમારૂં કામ છે. તમારા જ ભાઇનો તમને જ્યારે ભય રહેશે ત્યારે તમે ઠેકાણાસર પહોંચવાના નથી.

---

## પ્રકરણ ૯ મું

---

### હિન્દની દશા ( ચાલુ. )

### વિશેષ વિચાર.

**વા:** હિન્દની શાન્તિનો મારો જે મોહ હતો તે તમે લઇ લીધો. હવે તો મારી પાસે તમે કાંઇ રહેવા દીધું હોય એમ મને યાદ આવતું નથી.

**અ:** હજી તો તમને માત્ર ધર્મની દશાનો ખ્યાલ આપ્યો છે. પણ હિન્દ કેમ રાંક છે તે વિષે મારા બીજા વિચાર તમને જણાવીશ ત્યારે વખતે તમને મારા ઉપર જ તિરસ્કાર છુટશે. કેમકે જે કાંઈ આજ સુધી તમે અમે લાભકારક માન્યું છે તે ગેરલાભકારક જણાય છે.

**વા:** એવું વળી શું છે ?

**અ:** હિન્દને રેલ્વે, વકીલોએ અને દાકતરોએ કંગાલ બનાવી છે. એ દશા એવી છે કે જો આપણે વેળાસર નહિ જાગીએ તો ચોમેરથી ઘેરાઇ જઇશું.

વાઃ આપણો સંઘ દ્વારકા જશે કે કેમ તે વિષે મને ધાસ્તી છે. તમે તો જે બધું સરસ જોવામાં આવ્યુ છે, મનાયું છે તેની ઉપર જ હુમલો શરૂ કર્યો. હવે શું રહ્યું ?

અઃ તમારે ધીરજ રાખવી પડશે. સુધારો તે કેવો સુધારો એ તો મુશીબતે માલૂમ પડે તેમ છે. તબીબો તમને કહેશે કે ધાસણીના દરદવાળો મોતના દહાડા લગી પણ જીવવાની આશા રાખ્યાં કરે છે. ધાસણીનો રોગ ઉપરથી દેખાય એવી ઈજા કરતો નથી. વળી તે રોગ માણસને ખોટી લાલી આપે છે. તેથી રોગી વિશ્વાસે તણાયાં કરે છે ને છેવટે ડુબે છે. તેમ જ સુધારાનું સમજવું. એ અદ્રસ્ય રોગ છે. તેનાથી ચેતજો.

વાઃ ઠીક છે. ત્યારે હવે રેલ્વે પુરાણ સંભળાવો.

અઃ તમને ઉગી આવશે કે રેલ્વે ન હોય તો અંગ્રેજોનો કાબુ હિન્દ ઉપર છે તેટલો તો ન જ રહે. રેલ્વેથી મરકી ફેલાઈ છે. જો રેલ ન હોય તો માણસો થોડા જ એક જગાએથી બીજી જગાએ જશે. તેથી ચેપી રોગો આખા દેશમાં નહિ શકે, સહેજે 'સેગ્રીગેશન' સુતક આપણે પહેલાં પાળતા. રેલ્વેથી દુકાળ વધ્યા છે, કેમકે રેલ્વેની સગવડતાથી લોકો પોતાનો દાણો વેચી કાઢે છે. જ્યા મોંઘવારી [illegible] ત્યાં અનાજ તણાઇ જાય છે. લોકો બેદરકાર બને છે; અને [illegible] દુકાળનું દુઃખ વધે છે. રેલ્વેથી દુષ્ટતા વધે છે. ખરાબ માણસો [illegible]તાનો ખરાબો ઝપાટાથી ફેલાવી શકે છે. હિન્દમાં જે પવિત્ર સ્[illegible] હતા તે અપવિત્ર થયાં છે. અગાઉ લોકો બહુ મુશીબતે તેવી જ[illegible] જતા. તેવા લોકો ખરેખર ભાવથી ઈશ્વર ભજવા જતા. હવે ધુતારાની ટોળી માત્ર ધુતવા જાય છે.

વાઃ આ તો એક તરફી વાત તમે કરી. જેમ ખરાબ મ[illegible]

જઇ શકે તેમ સારા માણુસો પણ જઇ શકે છે. એઓ કેમ રેલ્વેનો પુરો લાભ નથી લેતા ?

અઃ સારૂ હોય તે તો ગોકળગાયની માફક ચાલે છે. તેને તો રેલ્વેની સાથે ન જ બને. સારૂ કરનારને સ્વાર્થ હોય નહિ. તે ઉતાવળ નહિ કરે. તે જાણે છે કે માણુસની ઉપર સારાની છાપ પાડતાં જમાનો જોઇએ. નઠારૂં જ કુદી શકે છે. ઘર બાંધવું મુસ્કેલ છે, પાડવું એ સહેલ છે. એટલે હમેશાં રેલ્વે દુષ્ટતાનો ફેલાવો જ કરશે, એમ ચોકસ સમજવા જેવું છે. તેથી દુકાળનો ફેલાવો થાય કે નહિ તે વિષે કોઇ શાસ્ત્રકાર ઘડીભર મારા મનમાં વહેમ પેસાડી શકશે. પણ રેલ્વેથી દુષ્ટતા વધે છે એ તો મનમાં કોતરાઇ ગયું છે તે ભુસાવાનુ નથી.

વાઃ પણ રેલ્વેનો મોટામાં મોટો લાભ બીજા ગેરફાયદાને ભૂલાવી દે છે. રેલ્વે છે તો આજે હિન્દમાં એક પ્રજાનો જુસ્સો જોવામાં આવે છે, એટલે હું તો કહું છું કે રેલ્વે ભલે આવી.

અઃ આ તમારી ભુલ જ છે. તમને અંગ્રેજે શિખવ્યું છે કે તમે એક પ્રજા ન હતા. ને થતાં સેંકડો વર્ષો જશે. આ વાત તદન પાયા વગરની છે, જ્યારે હિન્દમાં અંગ્રેજો ન હતા, ત્યારે આપણે એક પ્રજા હતા. આપણા વિચારો એક હતા. આપણી રહેણી એક હતી. ત્યારે તો તેઓએ એક રાજ્ય સ્થાપ્યું. ભેદ તો પછી તેણે જ પાડયા.

વાઃ આ વાત વધારે સમજવી પડશે.

અઃ હું જે કહું છું તે વગર વિચારે નથી કહેતો એક પ્રજાનો અર્થ એવો નથી કે આપણી વચ્ચે અંતર ન હતો. પણ આપણા મુખ્ય માણુસો પગે પાળા કે ગાડામાં આખા હિન્દમાં ફરતા. તેઓ એક બીજાની ભાષા શિખતા. ને તેઓની વચ્ચે અંતર ન હતું. જે દીર્ઘ દ્રષ્ટિ પુરૂષોએ શ્વેતબિન્દુ, રામેશ્વર, જગન્નાથ અને હરદ્વારની

જાત્રા ઠરાવી તેઓનો શો વિચાર હતો તે તમે જાણો છો ? તેઓ મુર્ખ ન હતા એમ તમે કબુલ કરશો. તેઓ જાણતા હતા કે ઇશ્વર ભજન તો ઘેર બેઠાં થાય છે. તેઓએ જ આપણને શિખવ્યું છે કે જેનું મન ચંગા તેને ઘેર બેઠાં ગંગા છે. પણ તેઓએ વિચાર્યું કે હિન્દ કુદરતે એક મુલક બનાવ્યો છે. તે એક પ્રજા હોવા જોઇએ. તેથી તેઓએ જુદાં સ્થાનકો ઠરાવી લોકોને એકતાનો ખ્યાલ એવી રીતે આપ્યો કે જેવું દુનિયામાં બીજી જગાએ નથી. બે અંગ્રેજ એક નથી તેટલા એક આપણે હિન્દી હતા અને છીએ. માત્ર તમે અમે જે સુધર્યા છીએ તેને મન જ હિન્દુસ્થાનમાં જુદી જુદી પ્રજા છીએ એમ આભાસ આવ્યો. રેલ્વેથી આપણે જુદી પ્રજા માનતા થયા. ને રેલ્વેથી આપણે એક પ્રજાનો ખ્યાલ લાવતા થયા છીએ, એમ માનો તો મને બાધ નથી. અફીણી કહી શકે છે કે અફીણના ગેરફાયદાની ખબર અફીણથી જ પડી, વાસ્તે અફીણ એ સારી વસ્તુ છે. આ બધું તમે ખુબ વિચારજો. તમને હજી શંકાઓ ઉઠશે. પણ તે બધાનો નિર્ણય તમે તમારી મેળે કરી શકશો.

**વા**: તમે કહેલું હું વિચારીશ. પણ એક સવાલ તો મને હમણાંજ ઉઠે છે. મુસલમાન હિન્દમાં દાખલ થયા તે પહેલાંના હિન્દની વાત તમે કરી. પણ હવે તો મુસલમાનની, પારસીની, ખ્રિસ્તીની, એક મોટી સંખ્યા છે, તે એક પ્રજા હોય નહિ. હિન્દુ મુસલમાનને તો હાડવેર છે. આપણી કહેવતો પણ તેવીજ છે. 'મીઆં ને મહાદેવને ન બને.' 'હિન્દુ પૂર્વમાં તો મુસલમાન પશ્ચિમમાં પૂજે'. મુસલમાન હિન્દુને ભુતપરસ્તને પૂજનાર ગણી તેનો તિરસ્કાર કરે. હિન્દુ મૂર્તિપૂજક; મુસલમાન મૂર્તિનું ખંડન કરનાર છે. હિન્દુ ગાયને પૂજે, મુસલમાન તેને મારે. હિન્દુ અહિંસક; મુસલમાન હિંસક. એમ ડગલે ડગલે વિરોધ છે તે ક્યાંથી મટે? અને હિન્દ ક્યાંથી એક થાય?

# પ્રકરણ ૧૦

## હિન્દની દશા ( ચાલુ )

### હિન્દુ-મુસલમાન.

અ: તમારો છેલ્લો સવાલ મહા ગંભીર જણાય છે. પણ તે વિચાર કરતાં સહેલો લાગશે. આ સવાલ ઉઠયો છે તેનું કારણ પણ રેલ્વે, વકીલ અને દાક્તર છે. વકીલ અને દાકતરનો વિચાર તો હજી આપણે કરવો પડશે. રેલ્વેનો કરી ગયા. આટલું ઉમેરૂં છું કે માણસને એવી રીતે પેદા કરેલ છે કે તેણે પોતાના હાથથી જ અને તેટલું આવાગમન કરવું. જો આપણે રેલ્વે વગેરે સાધનોથી દોડધામ ન કરીએ તો આપણને બહુ ગુંચવાડા ભરેલા સવાલો ન આવી પડે. આપણે હાથે કરીને દુઃખ વહોરી લઇએ છીએ. માણસની હદ ખુદાએ તેના શરીરના ઘાટથી જ બાંધી. તો માણસે તે ઘાટની હદ ઓળંગવાના ઉપાય શોધી કાઢયા. માણસને અક્કલ એવા કારણથી આપી કે તે ખુદાને પીછાને. માણસે અક્કલનો ઉપયોગ ખુદાને ભૂલવામાં કર્યો. મારાથી મારી કુદરતી હદ મુજબ મારી આસપાસ વસતા માણસોની સેવા થઈ શકે. તો મેં ઝટ લઇને મારી મગરૂબીમાં શોધી કાઢયું કે મારે તો આખી દુનિયાની સેવા મારા શરીર વડે કરવી. આમ કરવા જતાં ઘણા ધર્મનાં અને પ્રકારનાં માણસો સામે આવે તે બોજો માણસ જાત ઉપાડી શકે જ નહિ. એટલે પછી અકળાય. આ વિચાર પ્રમાણે તમે સમજી લેશો કે રેલ્વે એ ખરેખરૂં તોફાની સાધન છે. માણસ રેલવેનો ઉપયોગ કરી ખુદાને ભૂલેલ વ.

વાઃ પણ હું હવે મારા ઉઠાવેલા સવાલનો જવાબ સાંભળવા અધીરો બની રહ્યો છું. મુસલમાન દાખલ થવાથી એક પ્રજા રહી કે ગઈ?

અઃ હિન્દુસ્થાનમાં ગમે તે ધર્મના માણસ રહી શકે છે, તેથી કાંઈ એ એક પ્રજા મટનાર નથી. નવા માણસો દાખલ થાય તે પ્રજાભાગ નથી કરી શકતા. તેઓ પ્રજામાં ભળી જાય છે. એમ થાય ત્યારેજ અમુક મુલકની તે પ્રજા ગણાય. તે મુલકમાં બીજા માણસોનો સમાસ કરવાનો ગુણ હોવો જોઈએ. તેવું હિન્દમાં હતું અને છે. બાકી ખરૂં જોતાં જેટલા માણસ એટલા ધર્મ ગણી શકાય. એક પ્રજા થઈ રહેનાર માણસો એક બીજાના ધર્મની વચમાં પડતા નથી. જો પડે તો સમજવું કે તેઓ એક પ્રજા થવાને લાયક નથી. હિન્દુ જો એમ માને કે હિન્દ માત્ર હિન્દુથી જ ભરેલું હોય તો તે સ્વપ્નું જ છે. મુસલમાન એમ માને કે તેમાં માત્ર મુસલમાન જ વસે તો તે પણ સ્વપ્નું જ સમજવું. છતાં હિન્દુ, મુસલમાન પારસી, ખ્રિસ્તી જેઓ તે દેશને મુલક કરી વસ્યા છે તેઓ એક દેશી, એક મુલકી છે, તે મુલકી ભાઈ છે અને તેણે એક બીજાના સ્વાર્થની ખાતર પણ એક ભાઈ થઈ રહેવું પડશે.

દુનીઆના કોઈ પણ ભાગમાં એક પ્રજાનો અર્થ એક ધર્મ એમ થયો નથી. હિન્દુસ્થાનમાં હતો નહિ.

વાઃ પણ હાડવેરનું શું?

અઃ હાડવેર એ બન્નેના દુશ્મનને શોધેલું વાકય છે. જ્યારે હિન્દુ મુસલમાનો લડતા ત્યારે એવી વાતો પણ કરતા. લડતા તો કયારના બંધ થયા છીએ. પછી હાડવેર શાનાં? વળી એટલું તો યાદ રાખજો કે અંગ્રેજ આવ્યા પછી આપણે લડતા બંધ થયા

છીએ એવું કાંઇ નથી. હિન્દુઓ મુસલમાન રાજાઓની નીચે અને મુસલમાનો હિન્દુ રાજાઓની નીચે રહેતા આવ્યા છે. બન્ને જણને પાછળથી માલુમ પડયું કે લડાઇ કરવાથી કોઇને ફાયદો નથી. લડાઇથી એક બીજા પોતાનો ધર્મ નહિ છોડે. તેમ એક બીજા પોતાની હઠ પણ નહિ મૂકે. તેથી બન્નેએ સંપીને રહેવાનો ઠરાવ કર્યો. કજીઆ તો પાછા અંગ્રેજોએ શરૂ કરાવ્યા.

'મીઆ મહાદેવને નહિ બને' એ કહેવત પણ ઉપર પ્રમાણે સમજવી. કેટલીક વાતો રહી જાય છે, જે નુકશાન કર્યા જ કરે છે. આપણે કહેવતની ધુનમાં એટલું પણ યાદ નથી કરતા કે ઘણા હિન્દુ અને મુસલમાનના બાપદાદા એકજ હતા. આપણામાં એક જ લોહી છે. શું ધર્મ બદલ્યો એટલે દુશ્મન થઇ ગયા ? શું બન્નેનો ખુદા તે જુદો છે ? ધર્મ તે તો એકજ જગાએ પહોંચવાના જુદા જુદા રસ્તા છે. આપણે બન્ને નોખા માર્ગ લઇએ તેમાં થયું શું ? તેમાં દુઃખ શું ?

વળી એવી કહેવત તો શૈવી વૈષ્ણવમાં રહેલી છે. તેથી તેઓ એમ નહિ કહે કે તેઓ એક પ્રજા નથી. વેદ ધર્મ અને જૈન વચ્ચે બહુ તફાવત જણાય છે છતાં તેથી તે બે એક પ્રજા નથી થતા ? આપણે ગુલામ બની ગયા છીએ, તેથી જ આપણે આપણા કજીઆ ત્રીજે ઠેકાણે લઇ જઇએ છીએ.

જેમ મુસલમાન મૂર્તિ ખંડન કરનાર છે તેમ હિન્દુમાં પણ તેવી શાખા જોવામાં આવે છે. જેમ જેમ ખરૂં જ્ઞાન વધતું જશે તેમ તેમ આપણે સમજીશું કે આપણને પસંદ ન પડે એવો ધર્મ સામેનો માણસ પાળતો હોય તોપણ આપણે તેની સામે વૈર ભાવ રાખવો ન ઘટે. આપણે તેની સામે જબરજસ્તી ન કરીએ.

**વાઃ હવે ગૌરક્ષાને વિષે તમારા વિચાર કહો.**

**અઃ** હું પોતે ગાયને પૂજું છું એટલે કે માન આપું છું. ગાય હિન્દની રક્ષા કરનારી છે. કેમકે તેની પ્રજા ઉપર હિન્દ જે ખેતીનો મુલક છે તેનો આધાર છે. સેંકડો રીતે ગાય એ ઉપયોગી પ્રાણી છે. તે ઉપયોગી પ્રાણી છે તે તો મુસલમાન ભાઈઓ પણ કબુલ કરશે.

પણ જેમ હું ગાયને પૂજું છું તેમ હું માણસને પણ પૂજું છું. જેમ ગાય ઉપયોગી છે તેમ માણસ પણ, પછી તે મુસલમાન હોય કે હિંદુ હોય પણ તે ઉપયોગી છે ત્યારે શું ગાયને બચાવવા હું મુસલમાન સાથે લડીશ ? તેને હું મારીશ ? આમ કરવા જતાં મુસલમાનનો તેમ જ ગાયનો હું દુશ્મન બનીશ. એટલે મારા વિચાર પ્રમાણે તો હું કહું છું કે ગાયની રક્ષા કરવાનો ઉપાય એક જ છે કે મારે મારા મુસલમાનભાઈની પાસે હાથ જોડવા. ને તેને દેશની ખાતર તેને ઉગારવા સમજાવવું. જો તે ન સમજે તો મારે ગાયને જતી કરવી. કેમકે તે મારા અખત્યારની વાત નથી, મને જો ગાયની ઉપર અત્યંત દયા આવતી હોય તો મારે મારો પ્રાણ દેવો. પણ મુસલમાનનો પ્રાણ લેવો નહિ. આ ધાર્મિક કાયદો છે એમ હું તો માનું છું.

હાને અને નાને હમેશાં વેર છે. જો હું વાત કરું તો મુસલમાન પણ વાત કરશે, જો હું ટેડો બનીશ તો તેઓ પણ ટેડા બનશે, જો હું વેત નમીશ તો તેઓ હાથ નમશે ને કદાચ નહિ નમે તો હું કાંઈ નમ્યો તે ખોટું કર્યું નહી કહેવાય. જ્યારે આપણે હઠ કરી ત્યારે ગાયનો વધ વધ્યો. મારો અભિપ્રાય છે કે ગૌરક્ષા પ્રચારિણી સભા એ ગૌવધ પ્રચારિણી સભા ગણાવી જોઇએ. તેવી સભા છે તે આપણું

ણને નામોશી પહોંચાડે છે. જ્યારે ગાયની રક્ષા કરવાનું ભૂલ્યા ત્યારે તેવી સભાની જરૂર પડી હશે.

મારા ભાઇ ગાયને મારવા દોડશે તો મારે તેનું શું કરવું ? તેને મારે મારવો કે પગે પડવું? જો તેને પગે પડવું એમ તમે કહેશો તો મુસલમાનભાઇને પણ પગે પડવું.

ગાયને દુઃખ દઇને ગાયનો વધ હિન્દુ કરે છે તેને કોણ છોડવે છે ? ગાયની પ્રજાને જે પરોણા હિન્દુ મારે છે તે હિન્દુને કોણ સમજાવે છે ? તેથી એક પ્રજા થતાં આપણે અટક્યા નથી.

છેવટમાં હિન્દુ અહિંસક અને મુસલમાન હિંસક છે એ ખરૂં હોય તો અહિંસકનો શો ધર્મ છે ? અહિંસકે કાંઇ માણસની હિંસા કરવી એમ લખ્યું નથી. અહિંસકને તો સીધો રસ્તો છે. તેણે એકને બચાવવા બીજાની હિંસા કરવાની જ નથી. તેણે તો માત્ર પાયનમન કરવાનું રહ્યું છે. તેમાં તેનો પુરૂષાર્થ છે.

પણ શું હિન્દુ માત્ર અહિંસક છે. મૂળ વિચારતાં કોઇ અહિંસક નથી. કેમકે જીવની હાની તો આપણે કરીએ છીએ. પણ તેમાંથી છુટવા માગીએ છીએ માટે અહિંસક સાધારણ વિચાર કરતાં જોઇએ છીએ કે ઘણા હિન્દુ માંસાહારી છે. એટલે તે અહિંસક ન ગણાય. તાણી તોડીને જુદો અર્થ કરવો હોય તો મારે કાંઇ કહેવાનું નથી. જ્યારે આમ છે ત્યારે એક હિંસક અને બીજા અહિંસક છે તેથી ન બને એ વાત તદ્દન ખિલાફ છે.

આવા વિચારો સ્વાર્થિ ધર્મ શિક્ષક શાસ્ત્રીઓ—મુલ્લાંઓએ આપ્યા છે. ને અધુરૂં હતું તે પૂરૂં અંગ્રેજોએ કર્યું છે. તેઓને ઇતિહાસો લખવાની ટેવ રહી. દરેક માણસની રીત રિવાજો જાણવાનો ડોળ રહ્યો. ઈશ્વરે મન નાનકડું બનાવ્યું છતાં તેઓ ઈશ્વરી દાવો

કરતા ચાલ્યા છે ને કાંઈ કાંઈ અખતરા કરે છે. પોતાનાં ઢોલ પીટ વગાડે છે. ને આપણા મન ઉપર તેની ખાત્રી બેસાડે છે. આપણે ભોળપણમાં તે બધું માનીએ છીએ.

જેઓ આડું નથી જોવા માગતા તેઓ જોઇ શકે છે કે કુરાને શરીફમાં એવાં સેંકડો વચનો છે કે જે હિન્દને માન્ય હોય. ભગવદ્‌ગીતામાં એવું લખેલું છે કે તેની સામે મુસલમાનને કાંઇ કહેવાનું ન રહે. કુરાને શરીફમાં કેટલુંક મારાથી ન સમજાય અથવા મને પસંદ ન આવે તેથી શું મારે તેને માનનારનો તિરસ્કાર કરવો ? કજીઓ બે માણસથી જ થાય મારે કજીઓ નહિ જ કરવો હોય તો મુસલમાન શું કરે ? અને મુસલમાનને નહિ કરવો હોય તો હું શું કરવાનો હતો ? હવામાં હાથ ઉગામનારનો હાથ ખપી જાય છે. સૌ પોતપોતાના ધર્મનું સ્વરૂપ સમજી તેને વળગી રહે ને શાસ્ત્રી મુલ્લાંને વચમાં ન પડવા દે તો કજીઆનુ મ્હોં કાળું જ રહેવાનું.

**વાઃ** અંગ્રેજો બન્ને કોમને બનવા દેશે ખરા ?

**અઃ** આ સવાલ બીકણ માણસનો છે. એ સવાલ આપણી હલકાઈ બતાવે છે. બે ભાઇને બનાવવા હોય તો તેમાં કોણ ભંગ પાડી શકે છે ? જો તેઓ વચ્ચે ત્રીજો માણસ તકરાર કરાવી શકે તો તે ભાઇઓને આપણે કાચા હૈયાના કહીશું. તેમ જ જો આપણે હિન્દુ મુસલમાન કાચા હૈયાના હઇશું તો તેમાં અંગ્રેજનો વાંક કાઢવાનો નહિ રહે. કાચો ઘડો એક કાંકરેથી નહિ તો બીજે કાંકરેથી ફુટશે. તેને બચાવવાનો રસ્તો તેને—ઘડાને કાંકરાથી દૂર રાખવો એ નથી પણ તેને પાકો કરવો કે જેથી તેને કાંકરાનો ભય જ ન રહે. તેમ જ આપણે પાકા હૈયાના થવાનું છે. વળી એમાંથી એક પાકા હૈયાના હોઇશું તોપણ ત્રીજો ફાવી શકે તેમ નથી. આ કામ હિન્દુથી

સહેલમાં બની શકે તેમ નથી. તેમની સંખ્યા મોટી છે. તેઓ વધારે ભણેલા છે એમ તેઓ માને છે. તો પછી તેઓ પાકકું હૈયું રાખી શકે છે.

બન્ને કોમ વચ્ચે અવિશ્વાસ છે તેથી મુસલમાન લોર્ડ મોર-લીની પાસેથી અમુક હક માગે છે. આમાં હિન્દુ શું કામ સામે થાય ? જો હિન્દુ સામે ન થાય તો અંગ્રેજ ચમકે. મુસલમાન ધીરે ધીરે વિશ્વાસ કરે. અને ભાઇચારો વધે. આપણી તકરાર તેઓના પાસે લઇ જતાં આપણે તેઓથી શરમાવું જોઇએ, હિન્દુ આમ કરતાં કાંઇ ખોવાના નથી, એ તમે તમારી મેળે હીસાબ કરી શકશો. જે માણસ બીજાની ઉપર વિશ્વાસ બેસાડી શક્યો છે તેણે આજ સુધી કશું ખોયું નથી.

હું એમ કહેવા નથી માગતો કે હિન્દુ મુસલમાન કોઇ દહાડો લડશે નહિ. બે ભાઇ ભેળા રહે ત્યારે તકરાર થાય છે. કોઇ વેળા આપણાં માથાં ફુટશે. તેમ થવાની જરૂર હોય નહિ. પણ બધા માણસો સરખી મતીના નથી હોઇ શકતા. એક બીજા આવેશમાં આવે ત્યારે ઘણીક વેળા સાહસ કામ કરે છે ને આપણે સહન કરવાં પડશે. પણ આપણે તેવી તકરાર પણ મોટી વકીલાત ડહોળીને અંગ્રેજોની અદાલતમાં નહિ લઇ જઇએ. બે જણ લડ્યા બન્નેનાં કે એકનાં માથાં ફુટયાં પછી તેમાં ત્રીજો માણસ શો ન્યાય કરનાર હતો ? લડશે તે ઘવાશે પણ ખરા. શરીર અફળાય ત્યારે તેની નિશાની રહે જ તેમાં ન્યાય શો હોઇ શકે ?



# પ્રકરણ ૧૧.

## હિંદની દશા. (ચાલુ)

### વકીલ—દાક્તર.

**વાઃ** તમે તો કહો છો કે બે જણ લડે ત્યારે તેનો ન્યાય પણ ન કરાવવો. આ તો તમે અજબ વાત કાઢી.

**અઃ** અજબ કહો કે બીજું વિશેષણ આપો પણ તે વાત ખરી છે, ને તમારી શંકા તે આપણને વકીલ ડાક્ટરના ઓળખાણ કરાવે છે. મારો મત એવો છે કે વકીલે હિન્દને ગુલામી અપાવી છે. ને તેઓએ હિન્દુ મુસલમાનના કજીઆ વધાર્યા છે. તેઓએ અંગ્રેજી સત્તા વધારી છે.

**વાઃ** આવાં તહોમતો મૂકવાં સહેલાં છે, પણ સાબીત કરતાં મુશ્કેલી પડશે. વકીલ વિના કોણ આપણને સ્વતંત્રતાનો માર્ગ બતાવત? તેઓ વિના ગરીબોનો બચાવ કોણ કરત? તેઓ વિના દાદ કોણ અપાવત? જુઓ મહુંમ મનમોહન ઘોશે કેટલાકને બચાવ્યા? પોતે તેમાંથી એક પેની સરખી નહિ લીધેલી. કોન્ગ્રેસ કે જેનાં તમે જ વખાણ કરી ગયા તે વકીલોથી નભે છે, ને તેઓની મહેનતથી તેમાં કામ થાય છે આ વર્ગને તમે વખોડો તેમાં તો ન્યાયને અન્યાય કરવા બરાબર થાય છે. એ તો તમારે હાથ છાપું આવ્યું એટલે ગમે તેમ બોલવાની છુટ લીધા જેવું ગણાય છે.

**અઃ** તમે માનો છો તેમ એક વેળા હું પણ માનતો. વકીલોએ કોઇ દહાડે કાંઇ જ સારૂં નથી કર્યું એમ મારે તમને નથી બતાવવું.

મી. મનમોહન ઘોશને હું માન આપું છું. તેમણે ગરીબોને મદદ કરેલી એ વાત બરાબર છે. કોન્ગ્રેસમાં વકીલોએ કાંઈક કર્યું એ પણ માની શકાય. વકીલો પણ માણસો છે; અને કાંઇક સારૂં તો રહેલું છે. ઘણા ખરા દાખલા જે વકીલોની સારી માણસાઇના જોવામાં આવે છે તે તેઓ વકીલ છે એવું ભૂલી ગયા છે, ત્યારે જ બનેલા છે. મારે તો તમને એટલું જ બતાવવાનું છે કે તેઓનો ધંધો તેઓને અનીતિ શિખવનારો છે. તેઓ ભૂલા લાલચમાં પડે છે. તેમાંથી ઉગરનારા થોડા જ છે.

હિન્દુને મુસલમાન લઢ્યા છે. તેઓને ત્રાહિત માણસ કહેશે કે તમે ભૂલી જાવ; બેઉનો વાંક હશે; એક બીજાથી એક બીજા સંપીને રહેજો. તેઓ વકીલની પાસે ગયા, વકીલની ફરજ થઈ પડી કે તેણે તો અસીલનો પક્ષ ખેંચવો. અસીલ ધારતા ન હોય તેવી દલીલો અસીલના પક્ષથી તેણે શોધવી એ તેનું કામ છે. જો એમ ન કરે તો એણે પોતાના ધંધાને લાંછન લગાડ્યું એમ ગણાય. એટલે વકીલ તો ઘણે ભાગે લડત આગળ વધારવાની સલાહ આપશે.

વળી માણસો વકીલ થાય છે તે પરદુઃખ ભાગવાને સારૂ નહિ, પણ પૈસા પેદા કરવાને. તે એક કમાણીનો રસ્તો છે. ત્યારે વકીલનો સ્વાર્થ કજીઆ વધારવામાં રહેલો છે. મારી જાણની વાત છે કે વકીલો પોતે જ્યારે કજીઆ થાય છે ત્યારે રાજી થાય છે. મુખત્યારોને પણ વકીલની જરૂર છે. નહિ હોય ત્યાંથી તેઓ કજીઆ ઉભા કરશે. તેઓના દલાલો હોય છે તેઓ જળોની માફક ગરીબ માણસોને વળગે છે ને તેઓનું લોહી ચુસી લે છે. એ ધંધો જ એવા પ્રકારનો રચ્યો છે કે તેમાં માણસને કંકાસનું ઉત્તેજન મળે જ. વકીલો એ નવરા માણસો છે. આળસુ માણસો એશઆરામ ભોગવવાના

ખાતર વકીલ બને છે. આ ખરી હકીકત છે. બીજી દલીલો અપાય તે બહાનાં છે. વકીલાત એ ભારે આબરૂદાર ધંધો છે એમ શોધી કાઢનાર વકીલો જ છે. કાયદા તેઓ ઘડે છે તેનાં વખાણ પણ તેઓ જ કરે છે. માણસોની પાસેથી શું દામ લેવું એ પણ તેઓ જ મુકરર કરે છે, ને માણસોની ઉપર દાબ બેસાડવા આડંબર એવો કરે છે કે જાણે આકાશમાંથી ઉતરી આવેલા દેવતાઇ પુરૂષ ન હોય !

મજુરોના કરતાં તે શા સારૂ વધારે દાઢીયું માગે છે? તેઓની હાજતો મજુરના કરતાં શા સારૂ વધારે છે? મજુર કરતાં તેમણે દેશનું શું વધારે ભલું કર્યું છે? ભલું કરનારને કાંઈ વધારે પૈસા લેવાનો હક્ક છે ખરો? જો પૈસાની ખાતર તેણે કર્યું તો પછી ભલું કેમ ગણાયું? આ તો તે ધંધાનો જે ગુણ છે તે હું તમને કહી ગયો, પણ એ તો અલગ વાત રહી છે.

વકીલોથી કેટલાક હિન્દુ મુસલમાન વચ્ચે હુલડો થયાં છે. એ જેણે અનુભવ લીધો હશે તેઓ જાણતા હશે. તેથી કેટલાંક કુટુંબો પાયમાલ થઇ ગયાં. તેઓનાથી ભાઇઓ વચ્ચે ઝેર દાખલ થયા છે. કેટલાક રજવાડા વકીલોની જાળમાં ફસાઈ જઇ કરજદાર થઇ પડયા છે. ઘણાક રસિયા વકીલોના કારસ્થાનોથી લુંટાઈ ગયા છે, આવા દાખલા ઘણાક આપી શકાય છે.

પણ વધારેમાં વધારે નુકશાન તેઓના હાથે એ થયું છે કે અંગ્રેજી ધોંસરી આપણા ગળામાં સજ્જડ પેસી ગઇ છે. તમે વિચારો. તમને લાગે છે કે અંગ્રેજી અદાલતો ન હોત તો અંગ્રેજો રાજ્ય ચલાવી શકત? અદાલતો એ કાંઇ લોકોના સ્વાર્થને સારૂ નથી. જેને પોતાની સત્તા નીભાવવી છે તે અદાલતોની માર્ફત લોકોને વશ કરે છે. લોકો પોતે લઢી લે તેમાં ત્રીજો માણસ પોતાની સત્તા નથી

બેસાડી શકતો. ખરેખર માણસો જ્યારે પોતાને હાથે મારામારી કરીને અથવા તો સગાને પંચ નીમી લઢી લેતા ત્યારે મરદ રહેતા. અદાલતો આવી ત્યારે બાયલા બન્યા. એક બીજાએ લઢી મરવું એ જંગલી ગણાતું. શું હવે ત્રીજો માણસ મારો કજીઓ પતાવે એ ઓછું જંગલીપણું છે? કોઇ કહી શકશે કે જ્યારે ત્રીજો માણસ ઠરાવ આપે ત્યારે તે ખરોજ હોય છે? કોણ ખરૂં છે એ તો બંને પક્ષકાર જાણે છે. આપણે ભોળપણમાં માની લઇએ છીએ કે ત્રીજો માણસ આપણા પૈસા લઇ જઇ આપણો ઇન્સાફ કરે છે.

એ વાત અલગ રાખીએ. હકીકત તો આટલી જ બતાવવાની છે કે અંગ્રેજોએ અદાલતોની માર્ફત આપણી ઉપર દાબ બેસાડયા છે અને તે અદાલતો આપણે વકીલ ન થઇએ તો ન ચાલી શકે. અંગ્રેજો જડજ હોત, અંગ્રેજો જ વકીલ હોત, અંગ્રેજો જ સીપાઇ હત, તો અંગ્રેજો માત્ર અંગ્રેજો ઉપર જ રાજ્ય કરત. હિન્દી જડજ અને હિન્દી વકીલ વિના ન ચાલી શકાયું. વકીલો કેમ થયા, તેઓએ કેવી ધાલાવેલી કરેલી એ બધું જો તમે સમજી શકો તો મારા જેટલો જ તિરસ્કાર તમને પણ છુટશે. અંગ્રેજ સત્તાની એક ચાવી તે તેઓની અદાલત છે. ને અદાલતની ચાવી વકીલો છે. જો વકીલો વકીલાત છોડી દે ને એ ધંધો વેસ્યાના જેવો નીચ ગણાય તો અંગ્રેજી રાજ્ય એક દિવસમાં પડી ભાગે. વકીલોએ હિન્દી પ્રજાની ઉપર આરોપ મુકાવ્યો છે કે આપણને કજીઆ વહાલા છે અને આપણે કોર્ટ દરબારરૂપી પાણીનાં માછલાં છીએ.

વકીલને વિષે જે શબ્દો હું વાપરૂં છું તેજ શબ્દો જડજોને લાગુ પડે છે. એ બંને મશીઆઇ ભાઇ છે અને એક બીજાને જોર આપનારા છે.



# પ્રકરણ ૧૨.

## હિન્દની દશા ( ચાલુ )

### દાકટર.

વા: વકીલનું તો સમજાય છે. તેઓએ સારૂ કર્યું છે તે માત્ર અનાયાસે એમ પ્રતિતી આવે છે. બાકી તેઓનો ધંધો તો કનિષ્ટ જ છે. પણ દાકટરને પણ તમે તો સાથે ઘસડો છો તે કેમ હશે ?

અ: હું જે વીચારો તમારી આગળ રજૂ કરૂં છું તે અત્યારે તો મારા પોતાના છે. પણ તે કાંઈ મેં જ કરેલા છે એમ કાંઇ નથી. પશ્ચિમના સુધારકો પોતે મારા કરતાં વધારે બળી ગયા છે. તેઓએ વકીલ દાકટરને બહુ વખોડયા છે. તેમાંના એક લેખકે ઝેરી ઝાડ બનાવ્યું છે. તેની ડાળ વકીલ, દાકતર વગેરે નકામા ધંધાદારીઓની કરી છે, અને તે ઝાડના થડની ઉપર નીતિધર્મ રૂપી કુહાડી ઉગામી છે. અનીતિને તે બધા ધંધાનું મૂળ એમ રૂપ આપ્યું છે. એટલે તમે સમજશો કે હું તમારી આગળ મારા ખીસામાંથી કાઢેલા નવા વિચાર નથી મૂકતો. પણ બીજાનો તેમ જ મારો અનુભવ રજુ કરૂં છું.

દાક્તરોને વિષે જેમ હજુ પણ તમને મોહ છે તેમ મને પણ હતો. એક વખત એવો હતો કે જ્યારે મેં પોતે દાકતર થવાનો ઇરાદો રાખેલો અને દાકટર થઇ મારે કોમની સેવા કરવી એમ ધાર્યું હતું. હવે મોહ ગયો છે. આપણામાં વૈદનો ધંધો સારા ધંધામાં ગણાયો જ નથી તેનું હવે મને ભાન આવ્યું છે ને હું તે વિચારની કિંમત પારખી શકું છું,

અંગ્રેજોએ દાકટરી વિદ્યાથી પણ આપણા ઉપર કાબુ બેસાડ્યો છે. દાકટરોના દંભની પણ ખામી નથી. મોગલ બાદશાહને ભમાવનાર તે અંગ્રેજી તબીબ હતો. તેણે તેના ઘરમાં કાંઇક મંદગી મટાડી એટલે તેને શિરપાવ મળ્યો. અમીરની પાસે પહોંચી જનાર તે પણ દાકટર છે. દાકટરે આપણને હલહલાવી નાંખ્યા છે. દાકટરોના કરતાં ઊંટવૈદ ભલા એમ કહેવાનું મને મન થઈ જાય છે. આપણે વિચારીએ. દાકટરોનું કામ માત્ર શરીર સંભાળવાનું છે. વળી શરીર સંભાળવાનું છે એમ પણ નથી. તેઓનું કામ શરીરમાં રોગ થાય તે દૂર કરવાનું છે રોગ કેમ થાય છે? આપણી જ ગફલતથી. હું બહુ જમું; મને અજીર્ણ થાય, હું દાકટર પાસે જઉં તે મને ગોળી આપે, હું સાજો થાઉં, પાછો ખુબ ખાઉં ને પાછો ગોળી લઉં. આમાં બન્યું તે આ છે. એ હું ગોળી ન લેત તો હું અજીર્ણની સજા ભોગવત અને ફરી પાછો હદ ઉપરાંત ન જમત. દાકટર પાછો વચમાં આવ્યો અને તેણે મને હદ ઉપરાંત ખાવામાં મદદ કરી. તેથી મને શરીરે આરામ તો થયો પણ મારૂં મન નબળું થયું. એમ ચાલતાં છેવટે મારી સ્થિતિ એવી થાય, કે મારા મનની ઉપર હું જરાએ કાબુ ન રાખી શકું.

મેં વિષય કર્યા, હું માંદો પડ્યો મને દાકટરે દવા આપી, હું સાજો થયો, હું ફરી વિષય નહિ કરૂં? કરીશ જ. જો દાકટર વચમાં ન આવત તો કુદરત પોતાનું કામ કરત. મારૂં મન દૃઢ થાત ને હું અંતે નિર્વિષયી થઈ સુખી થાત.

ઇસ્પીતાલો એ પાપની જડ છે. તેથી માણસો શરીરનું જતન ઓછું કરે છે અને અનીતિ વધારે કરે છે.

યુરોપી દાકટરો હદ વાળે છે. તેઓ માત્ર શરીરના જ ખોટા

જતનની ખાતર લાખો જીવને દર વર્ષે મારે છે, જીવતા જીવ ઉપર અખતરા કરે છે. આવું એક પણ ધર્મને કબુલ નથી. હિન્દુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તિ કહે છે કે માણસના શરીરને સારૂ આટલા જીવો મારવાની જરૂર નથી. દાકટરો આપણો ધર્મ ભ્રષ્ટ કરે છે. તેઓની ઘણી ખરી દવામાં ચરબી અથવા દારૂ હોય છે. આ બંનેમાંથી એક પણ વસ્તુ હિન્દુ અગર મુસલમાનને ખપે તેમ નથી. આપણે સુધરેલાનો ડોળ કરી બધાઓને વહેમી ગણી સ્વચ્છંદે ગમે તેમ કર્યા કરીએ એ જુદી વાત છે. પણ દાકટરો ઉપર પ્રમાણે કરે છે તે ચોખ્ખી અને સીધી વાત છે. આનું પરીણામ એ આવ્યું છે કે આપણે નમાલા અને નામર્દ બનીએ છીએ. આવી સ્થિતિમાં આપણે લોકસેવા કરવાને લાયક નથી હોતા, અને આપણે શરીરહીન તથા બુદ્ધિહીન થતા જઇએ છીએ. અંગ્રેજી કે યુરોપી દાકટરી શીખવી એ ગુલામોની ગાંઠ મજબુત કરવાની ખાતર છે.

આપણે દાકટર કેમ થઇએ છીએ તે પણ વિચારવાનું છે, તેનું ખરૂં કારણ આબરૂદાર અને પૈસા કમાવા ધંધો કરવાનું છે. પરોપકારની વાત નથી. એ ધંધામાં પરોપકાર નથી એ તો હું તમને બતાવી ગયો. તેથી લોકોને નુકશાન છે, દાકટરો માત્ર આડંબરથી મોટી ફી લે છે. અને તેઓની દવા જે એક પેનીની કીમતની હોય તેના તેઓ રૂપીઆ લે છે. આમ વિશ્વાસમાં અને સારા થવાની આશામાં ઠગાય છે. આવું જ છે ત્યારે ભલાઇનો ડોળ ઘાલનાર કરતાં દેખીતાં ઠગ વૈદ્ય સારા ગણાય.

# પ્રકરણ ૧૩.

## ખરો સુધારો શું ?

વા તમે રેલ્વેને બાતલ કરી, વકીલને વખોડયા, દાકતરને દબાવી દીધા, સાંચા કામ માત્ર નુકસાનકારક તમે ગણુસો એમ હું જોઈ શકું છું. હવે સુધારો તે કોને કહેવો ?

અઃ એ સવાલનો જવાબ મુસ્કેલ નથી. હું માનું છું કે જે સુધારો હિંદુસ્તાને બતાવ્યો છે તેને દુનીઆમાં કંઈજ પહોંચી શકે તેમ નથી. જે બીજ આપણા વડવાઓએ રોપ્યાં છે તેની બરોબરી કરી શકે તેવું કંઈ જોવામાં આવ્યું નથી. રોમ ધુળધાણી થઇ ગયું, ગ્રીસનું નામ જ રહ્યું, ફીરઓનની બાદશાહી ચાલી ગઈ, જાપાન પશ્ચિમના પંજામાં આવ્યું. ચીનનું કંઈ કહેવાય નહીં, પણ પડયું આખડયું તોપણ હિંદુસ્તાન હજુ તો તળીએ મજબુત છે.

જે રોમ અને ગ્રીસ પડયાં છે તેનાં પુસ્તકોમાંથી યુરોપના લોકો શીખે છે. તેઓની ભૂલો પોતે નહીં કરે એવું ગુમાન કરે છે. આવી તેઓની કંગાળ સ્થિતિ છે. ત્યારે હિંદ અચલિત છે, એજ ભૂષણ છે. હિંદની સામે આરોપ છે કે તે એક જંગલી એવું અજ્ઞાન છે કે તેના પાસે કંઇ ફેરફાર કરાવી શકતા જ નથી. આ આરોપ એ આપણો ગુણ છે, દોષ નથી. અનુભવે જે આપણને ઠીક લાગ્યું છે તે આપણે કેમ ફેરવીશું. ઘણાક અક્કલ દેનાર આવ જા કર્યા કરે છે ત્યારે હિંદ અડગ રહ્યું છે. આ તેની ખુબી છે, આ તેનું લંગર છે.

સુધારો એ વર્તન છે કે જેથી માણસ પોતાની ફરજ બજાવે

છે, ફરજ બજાવવી તે નીતિ પાળવી એ છે. નિતી પાળવી એ આપણા મનને તથા ઇંદ્રિયોને વશ રાખવી એ છે. એમ કરતાં આપણે આપણને ઓળખીએ છીએ. આજ ' સુ ' એટલે સારો ધારો છે. તેથી જે વિરૂદ્ધ તે કુધારો છે.

ઘણા અંગ્રેજી લેખકો લખી ગયા છે કે ઉપરની વાખ્યા પ્રમાણે હિંદુસ્તાનને કંઈ જ શીખવવું નથી રહેતું.

આ વાત બરાબર છે, આપણે જોયું જોયું કે માણસની વૃત્તિઓ ચંચળ છે. તેનું મન ફાંફાં માર્યાં કરે છે. તેના શરીરને જેમ વધારે આપીએ તેમ વધારે માગે છે; વધારે લેઇને પણ સુખી નથી થતું. ભોગ ભોગવતાં ભોગની ઇચ્છા વધતી જાય છે. તેથી પુર્વજોએ હદ બાંધી ઘણા વિચારો કરી જોયું કે સુખ દુઃખ મનનાં કારણ છે. તવંગર તે તવંગરીના કારણથી સુખી નથી. ગરીબ તે ગરીબાઈના કારણથી દુઃખી નથી. ગરીબ સુખી જોવામાં આવે છે. કરોડો તો ગરીબ જ રહેશે. અને આમ જોઇ તેઓએ ભોગની વાસના છોડવી. હજારો વર્ષ પહેલાં જે હળ હતું તેથી આપણે ચલાવ્યું. હજારો વર્ષ પહેલાં જેવાં આપણાં ઝુંપડાં હતાં તે આપણે કાયમ રાખ્યા. હજારો વર્ષ પહેલાં જેવી આપણી કેળવણી હતી તે ચાલતી આવી. આપણે નુકશાનકારક હરીફાઈ રાખી નહીં. સૌ સૌનો ધંધો કરતા રહ્યા. તેમાં તેઓએ દસ્તુર મુજબ દામ લીધું. આપણને કંઈ સંચા વગેરે શોધતાં ન આવડે તેમ નહોતું. પણ આપણા પુર્વજોએ જોયું કે સંચા વગેરેની જંજાળમાં માણસો પડશે તો પછી ગુલામજ બનશે અને પોતાની નીતિ તજશે. તેઓએ વિચાર પુર્વક કહ્યું કે આપણે હાથે પગે જે બને તેજ કરવું. હાથ પગ વાપરવામાં જ ખરૂં સુખ છે, તેમાં તંદુરસ્તી છે.

તેઓએ વિચાર્યું કે મોટાં શહેરો સ્થાપવાં તે ભાંજગડ છે, તેમાં લોકો સુખી નહીં થાય. તેમાં સોનેરી ટોળીઓ અને સફેદ ગલીઓ જાગશે અને રાંક માણુસો લુંટાશે તેથી તેઓએ નાનાં ગામડાથી સંતોષ રાખ્યો.

તેઓએ જોયું કે રાજાઓ અને તેઓની તરવાર કરતાં નિતીબળ વધારે બળવાન છે તેથી તેઓએ રાજાને નીતિવાન પુરૂષો, રૂષિઓ અને ફકીરોના કરતાં ઉતરતા ગણ્યા.

આવું જે પ્રજાનું બંધારણ છે તે પ્રજા બીજાને શીખવવાને લાયક છે. તે બીજાની પાસે શીખવા લાયક નથી.

આ પ્રજામાં અદાલતો હતી, વકીલો હતા, તબીબો હતા પણ તે બધાં રીતસર નીયમમાં હતાં. સૌ જાણતું હતું કે એ ધંધા કંઇ ભારે નહોતા. વળી વકીલો તબીબો વગેરે લોકોમાં લુંટ નહિ ચલાવતા. એ તો લોકોના આશ્રિત હતા. લોકોના ઉપરી થઇ ન રહેતા. ઇનસાફ તો ઠીક ઠીક થતો, અદાલતે ન જવું એ લોકોની નેમ હતી; તેઓને ભમાવવાને સ્વાર્થી માણુસો ન હતા. આટલો સડો પણ માત્ર રાજા રજવાડાની આસપાસ હતો. આમ તો તેથી નીરાળી રીતે પોતાના ખેતરનું ધણીપણું કરતી. તેઓની આગળ ખરૂં સ્વરાજ્ય હતું.

અને જ્યાં ચાંડાળ સુધારો નથી પહોંચ્યો ત્યાં તેવું હિંદુસ્તાન હજુએ છે. તેને તમારા નવા ઢોંગોની વાતો કરશો તો હસી કહાડશે. તેની ઉપર અંગ્રેજ રાજ્ય કરતા નથી, તેમ રાજ્ય કરવાના નથી.

જે લોકોને નામે આપણે વાતો કરીએ છીએ તેઓને આપણે ઓળખતા નથી. તેઓ આપણુને ઓળખતા નથી. તમને અને જેને દેશદાઝ છે તેને મારી સલાહ છે કે તમારે મુલકમાં જ્યાં રેલની રેલ

નથી ફરી તેવા ભાગમાં છ મહીના ફરવું આ પછી દેશની દાઝ લાવવી. પછી સ્વરાજ્યની વાત કરવી. હવે તમે જોયું છે કે ખરો સુધારો હું કઇ વસ્તુને કહું છું. ઉપર મેં જે ચિતાર આપ્યો છે તેવું હિંદુસ્તાન જ્યાં હોય ત્યાં જે ફેરફાર કરશે તેને દુશ્મન જાણવો. તે નર પાપી છે.

વા: તમે જે કહ્યું તેવું જ હિંદુસ્તાન હોય તો તો ઠીક. પણ જે દેશમાં હજારો બાળવિધવા છે, જે દેશમાં બે વર્ષની બાળકીનાં લગ્ન થાય છે, જે દેશમાં બાર વર્ષે છોકરાં છોકરી ઘર સંસાર ચલાવે છે, જે દેશમાં સ્ત્રી એક કરતાં વધારે ભરથાર કરે છે, જે દેશમાં નિયોગનો ચાલ છે, જે દેશમાં ધર્મને નામે પાડા બકરાઓનો વધ થાય છે તે દેશ પણ હિંદુસ્તાન છે. તે પણ તમે જે કહ્યા તે સુધારાનું લક્ષણ છે શું ?

અ: તમે ભૂલ્યા છો. તમે જે ખામી બતાવી તે ખામી છે. તેને કોઇ સુધારો નથી કહેતું. તે ખામીઓ સુધારા છતાં રહેલી છે. તે દૂર કરવા હમેશાં પ્રયત્ન થયા છે અને થયાં જ કરશે. આપણને જે નવો જુસ્સો આવ્યો છે તે આપણે તે ખામીઓ દૂર કરવામાં વાપરી શકીએ છીએ.

મેં તમને જે આધુનિક સુધારાની નિશાની કહી તે તે સુધારાના હીમાયતી પોતે બતાવે છે. મેં જે હિંદનો સુધારો કહ્યો તે તેના હીમાયતી વર્ણવે છે.

કોઇ પણ દેશમાં કોઇ પણ સુધારા નીચે માણસો સંપૂર્ણતાને નથી પામ્યા. હિંદી સુધારાનું વલણ નીતિ દૃઢ કરવા તરફ છે. પશ્ચિમના સુધારાનું વલણ અનીતિ દૃઢ કરવા તરફ છે. તેથી તેને કુધારો કહ્યો. પશ્ચિમનો સુધારો નિરીશ્વરી છે. હિંદી સુધારો સેશ્વરી છે.

# પ્રકરણ ૧૪

## હિંદ કેમ છુટે ?

વાઃ સુધારા વિષે તમારા વિચાર સમજ્યો. તમારા કહેવા ઉપર ધ્યાન દેવું પડશે. એકદમ બધું ગ્રહણ કરાય એમ તો નહિ માનો, એવી આશા પણ નહિ રાખતા હો. તમારા આવા વિચાર પ્રમાણે હિંદને છુટવાનો ખરો ઉપાય તમે શું ધારો છો ?

અઃ મારા વિચાર એકદમ સૌ ગ્રહણ કરે એમ હું ધારતો જ નથી. તમારા જેવા માણસો જે મારા વિચાર જાણવા માગે છે તેમને જણાવવા એ જ મારૂં કર્તવ્ય છે. પછી તે વિચારો તેઓને પસંદ પડશે કે નહિ એ તો કાળે કરીને જણાશે.

હિંદને છુટવાનો ઉપાય તો ખરૂં જોતાં આપણે જોઇ ગયા. છતાં તે બીજા રૂપે જોયા. હવે આપણે સ્વરૂપ તપાસીએ.

જે કારણથી દર્દી માંદો પડ્યો હોય તે કારણ દૂર કરવામાં આવે તો દર્દી સાજો થાય એ જગત પ્રસિદ્ધ છે. તેમજ જે કારણથી હીંદ ગુલામીમાં આવ્યું તે કારણ દૂર થાય તો તે બંધનમુક્ત થાય.

વાઃ હિંદનો સુધારો તમે ગણો છો તેમ સર્વોત્તમ છે તો પછી તે ગુલામીમાં કેમ આવ્યું ?

અઃ સુધારો તો મેં કહ્યો તેવો જ છે. પણ એમ જોવામાં આવે છે કે બધા સુધારાની ઉપર આફતો આવ્યા કરે છે. જે સુધારો અચલિત છે તે છેવટે જ આફતને દૂર કરે છે. હિંદનાં બાળકમાં ઉણપ હતી તેથી તે સુધારો ઘેરાયો. પણ ઘેરામાંથી છુટવાની તેની તાકાદ છે એ તેનું ગૌરવ બતાવે છે.

વળી કંઇ આખું હિંદ તેમાં ઘેરાયલું નથી. જેઓ પશ્ચિમની કેળવણી પામ્યા છે તેજ ગુલામીમાં ઘેરાયલા છે. આપણે જગતને આપણી દમડીના માપથી માપીએ છીએ. જો આપણે ગુલામ હઇએ તો આપણે જગતને એવું ધારી લઇએ છીએ. આપણે કંગાળ દશા ભોગવીએ છીએ તેથી આખું હિંદ એવું છે એમ આપણે માની લઇએ છીએ. હકીકતમાં તેવું કાંઇ નથી. છતાં આપણી ગુલામી એ દેશની છે એ માનવું વાસ્તવિક છે. પણ ઉપલી વાત ધ્યાનમાં લઇએ તો સમજાય કે આપણી ગુલામી જાય તો હિંદની ગુલામી ગઇ. આમાં તમને સ્વરાજ્યની વ્યાખ્યા મળી રહેશે. આપણી ઉપર આપણે રાજ્ય ભોગવીએ તેજ સ્વરાજ્ય છે અને એ સ્વરાજ્ય આપણી હથેલીમાં છે.

તે સ્વરાજ્ય સ્વપ્નવત્ ન માનશો. મનથી માની બેસી રહેવાનું એ સ્વરાજ્ય નથી. એ તો એવું છે કે તમે ચાખ્યા પછી બીજાને તેનો સ્વાદ ચખાડવા તમારી જીંદગી પર્યંત યત્ન કરશો. પરંતુ મુખ્ય વાત તો જણે જણે સ્વરાજ્ય ભોગવવાની છે. ડુબતો બીજાને નહિ તારે, પણ તરતો તારશે. આપણે પોતે ગુલામ હોઇશું ને બીજાને છોડવવાની વાત કરશું તે બનવા જોગ નથી.

પણ આટલેથી બસ નથી. હજુ આપણે આગળ વિચારવું પડશે.

તમને હવે એટલું તો જણાયું હશે કે અંગ્રેજને કહાડવા એવી નેમ આપણે રાખવાની જરૂર નથી. અંગ્રેજ જો હિંદી થઇને રહે તો આપણે તેનો સમાસ કરી શકીએ છીએ. અંગ્રેજ જો પોતાના સુધારા સહિત હિંદમાં રહેવા માગે તો તેની જગા હિંદમાં નથી. આવી દશા લાવવી તે આપણા હાથમાં છે.

વા: તમે અંગ્રેજ હિંદી બને એ વાત કરો છો એ ન બનવા જેવી છે.

અ: એમ આપણે કહેવું એ તો અંગ્રેજ માણસ નથી એમ કહેવા બરાબર થયું. તેઓ આપણા જેવા થાય કે નહિ તેની આપણને પરવા પણ નથી રહેતી. આપણે આપણું ઘર સાફ કરીએ પછી તેમાં રહેવા લાયક માણસ જ રહેશે. બીજા પોતાની મેળે ચાલ્યા જશે. આવો અનુભવ તો દરેક માણસને થયો હશે.

વા: આવું થયેલું તવારીખમાં તો નથી વાંચવામાં આવ્યું.

અ: તવારીખમાં ના જોયું હોય તે ન બને એમ માનવું એ હીણપત છે. જે વાત આપણી અક્કલમાં આવી શકે તે આપણે છેવટે અજમાવવી તો ઘટે જ છે.

દરેક દેશની સ્થિતિ એક હોતી નથી. હિંદુસ્તાનની સ્થિતિ વિચિત્ર છે. હિંદુસ્તાનનું બળ અતુલ છે. એટલે આપણે બીજી તવારીખની જોડે સંબંધ થોડો છે. મેં તમને બતાવ્યું કે જ્યારે બીજા સુધારા રગદોળાઈ ગયા ત્યારે હિંદી સુધારાને આંચ નથી આવી.

વા: મને આ બધી વાત ઠીક નથી લાગતી. આપણે અંગ્રેજને લડીને કહાડવાજ પડશે એમાં શક થોડો જ લાગે છે. તેઓ જ્યાં સુધી મુલકમાં છે ત્યાં સુધી જંપ નથી વળવાનો. 'પરાધીનને સ્વપ્નેય સુખ નહિ' એવું જોવામાં આવે છે. તેઓ છે તેથી આપણે દુબળા થતા જઈએ છીએ. આપણું તેજ જતું રહ્યું છે. ને આપણા લોકો બાભરા જેવા દીસે છે. તેઓ આપણા દેશ ઉપર કાળરૂપ છે. ને કાળને આપણે ગમે તેવું પ્રયત્ન કરીને કહાડ્યે જ છૂટકો છે.

અ: તમે મારૂં કહેવું બધું તમારા આવેશમાં ભૂલી ગયા છો.

અંગ્રેજોને લાવ્યા આપણે અને તેઓ રહે છે આપણે લીધે. આપણે તેનો સુધારો ગ્રહણ કર્યો છે તેથી તે રહી શકે છે એ કેમ ભૂલો છો? તેઓની ઉપર તમે તિરસ્કાર કરો છો તે તેઓના સુધારા ઉપર કરવો ઘટ છે. છતાં હવે ધારો કે આપણે લડાઈ કરી તેને કહાડીએ. તે કેમ થઇ શકશે ?

વા: જેમ ઇટલીએ કર્યું તેમ મૅઝીની અને ગેરીબાલ્ડીએ કર્યું તે તો આપણાથી પણ કરાય. તેઓ મહાવીર થઇ ગયા એની તમે ના પાડી શકશો ?



## પ્રકરણ ૧૫.

### ઇટલી અને હિંદ.

અ: તમે ઇટલીનો દાખલો ભલો આપ્યો. મૅઝીની મહાત્મા હતો ગેરીબાલ્ડી ભારે યોદ્ધો થઇ ગયો. તે બંને પૂજનીય હતા. તેમાંથી આપણે બહુ શીખી શકીએ છીએ. છતાં ઇટલીની દશા અને હિંદની દશા જુદી છે

પ્રથમ તો મૅઝીની અને ગેરીબાલ્ડીના વચ્ચેનો તફાવત જાણવા જેવો છે મઝીનીનો મનોરથ જુદો હતો. મઝીની જે ધારતો હતો તે ઇટલીમાં નથી થયુ. મૅઝીનીએ માણસ જાતની ફરજ ઉપર લખતાં બતાવી આપ્યું છે કે દરેક માણસે સ્વરાજ્ય ભોગવતાં થવું જોઇએ. એ તો તેને સ્વપ્નવત રહ્યું. ગેરીબાલ્ડી અને મૅઝીની વચ્ચે મતભેદ થયેલો તે યાદ રાખજો. વળી ગેરીબાલ્ડીએ દરેક ઇટલીઅનને હથીયાર આપ્યા અને દરેક ઇટલીઅને હથીઆર લીધાં.

ઇટલી અને આસ્ટ્રીઆ એ બેના સુધારા ભિન્ન હતા અને એ તો કાકા કાકાના ગણાય. જે 'જેસેકા તેસા' એવી વાત ઇટલીની હતી. ઇટલીને પરદેશના ધુંસરીમાંથી છોડાવવું એવો ગરીબાલ્ડીનો મોહ હતો. તેને અંગે તેણે કાફરના મારફતે જે કાવતરાં કર્યાં તે તેના શૌર્યને ઝાંખપ લગાડે છે.

અને અંત ફળ શું આવ્યું ? ઇટલીમાં ઇટેલીઅન રાજ્ય કરે છે તેથી ઇટલીની પ્રજા સુખી છે એમ તમે માનતા હો તો મારે તમને કહેવું જોઇએ કે તમો અંધારામા ભમો છો. મૅઝીનીએ આ-બેહુબ બનાવી આપ્યું છે કે ઇટલી કાંઇ છુટયું નથી. ઇટલીનો અર્થ વીકટર ઇમેન્યુઅલે એક કર્યો અને મૅઝીનાએ બીજો કર્યો. ઇમેન્યુઅલ, કાવુર અને અને ગેરીબાલ્ડીના મનથી ઇટલી એટલે ઇમેન્યુઅલ અથવા ઇટલીયન રાજા અને એના પાગીઆ. મૅઝીનાના વિચાર પ્રમાણે ઇટલીના લોક તેના ખેડુતો એજ ઇટલી. ઇમેન્યુઅલ વગેરે તેના નોકર. મૅઝીનીનું ઇટલી હજુ ગુલામ છે. બે રાજા વચ્ચે શેતરંજની બાજી હતી. ઇટલીની પ્રજા તો માત્ર પાયમાલ હતી અને છે. ઇટલીના મજુરો હજુ દુખી છે. ઇટલીના મજુરોની દાદ નથી સંભળાતી તેથી તે લોકો ખુન કરે છે, સામે થાય છે માથાં ફોડે છે અને તેમાં બંડ થયાની ધાસ્તી હજુ રહ્યાજ કરે છે. આમાં ઇટલી-ને આસ્ટ્રીઆના જવાથી શો લાભ મળ્યો ? નામનો જ લાભ થયો જે સુધારાને અર્થે જંગ મચ્યો એ સુધારા થયા નથી. પ્રજાની સ્થિતિ સુધરી નથી,

હિંદુસ્તાનની દશા આવા કરવાનો તમારો ઇરાદો ન જ હોય. હું માનું છું કે તમારો વિચાર હિંદુસ્તાનના કરોડોને સુખી કરવાનો છે. નહિ કે તમારે અને મારે રાજ્યસભા લેવી છે. જો આમ હોય તો આપણે એકજ વિચાર કરવો ઘટશે તે એ કે પ્રજા કેમ સ્વતંત્ર બને.

તમે કબુલ કરશો કે કેટલાક દેશી રજવાડા નીચે પ્રજા કચરાય છે. તેઓ અધમતાથી લોકોને પીડે છે. તેઓનો જુલમ અંગ્રેજીના કરતાં વધારે છે. આવો જુલમ તમારે હિંદુસ્તાનમાં જોઈતો હોય તો આપણો પાટો ગોઠે એમ છેજ નહિ.

મારૂં સ્વદેશાભિમાન મને એમ નથી શીખવતું કે મારે દેશી રાજા નીચે તો રૈયત જેમ ખુંદાય તેમ ખુંદાવા દેવી. મારામાં બળ હશે તો હું તો દેશી રાજાના જુલમ સામે તેમજ અંગ્રેજી જુલમ સામે ઝુઝીશ.

સ્વદેશાભિમાન એટલે હું દેશનું હિત સમજું છું. જો દેશનું હિત અંગ્રેજને હાથે થતું હોય તો હું આજે અંગ્રેજને નમીશ. જો કોઇ કહેશે કે હિંદને છુટી કરવી, જુલમની સામે થવું ને લોકોની સેવા કરવી તો તે અંગ્રેજને હું હિંદી તરીકે વધાવી લઈશ.

વળી ઇટલીની જેમ હિંદને હથીઆર મળે ત્યારે હિંદ લડે. આ મહાભારત કામનો તમે વિચાર નથી કર્યો જણાતો. અંગ્રેજ દારૂગોળે પુરા છે તેથી કાંઇ ડર નથી લાગતો. પણ એમ તો જણાય છે કે તેનાં હથીઆર વતી તેની સાથે લડવું હશે તો હિંદને હથીઆર બંધ કરવુંજ જોઇશે. જો આ થઇ શકતું હોય તો તેને કેટલાં વર્ષો જોઇએ ? વળી હિંદી માત્રને હથીઆરબંધ કરવા તે તો હિંદુસ્તાનને યુરોપની જેમ બનાવવા જેવું છે. તેમ થાય તો યુરોપના જે બેહાલ છે તે હિંદના થાય. ટુંકામાં હિંદે યુરોપનો સુધારો ગ્રહણ કરવો. આમ જ થવાનું હોય તો સરસ વાત એ છે કે જેઓ એ સુધારામાં કુશળ છે તેનેજ રહેવા દઇએ. તેઓની સાથે લડી કંઇક હક લઇશું નહિ લઇશું અને દિવસ ગુજારશું.

પણ વાત તો એવી છે કે હિંદી પ્રજા કદી હથીઆર ધારણ નહિ કરે. ન કરે એ ઠીક જ છે.

વાઃ તમે બહુ આગળ વધ્યા. બધાને હથીઆરબંધ થવાની જરૂર હોય નહિ. આપણે પ્રથમ તો કેટલાંક ખુન કરી ત્રાસ છોડવશું. પછી થોડા માણસો તૈયાર થયા હશે તે ઉઘાડા લડશે. તેમાં પ્રથમ તો ૨૦–૨૫ લાખ હિંદી મરશે ખરા પણ છેવટે આપણે દેશ હાથ કરશું. આપણે ગેરીલા ( બહારવટીઆને મળતી ) લડત ચલાવી અંગ્રેજને હરાવી દઇશું.

અઃ તમારા વિચાર હિંદની પવિત્ર ભૂમીને રાક્ષસી બનાવવાનો લાગે છે. ખુન કરીને હિંદને છોડવશું એ વિચાર કરતાં તમને ત્રાસ કેમ નથી છુટતો ? ખુન તો આપણે આપણું કરવું ઘટે છે. કેમકે આપણે બાયલા બન્યા છીએ ત્યારે ખુનનો વિચાર કરીએ છીએ. આવું કામ કરીને તમે કોને છોડવશો, હિંદી પ્રજા એવું કદી ઇચ્છતી નથી. આપણા જેવા, જેણે અધમ સુધારારૂપી ભાંગ પીધી છે તેજ એવો વિચાર કેફમાં કરે છે. ખુન કરીને જે રાજ્ય ભોગવશે તે પ્રજાને સુખી કરવાના નથી. જે ખુન ધીંગરાએ કર્યું, જે ખુન હિંદુસ્તાનમાં થયાં છે તેથી ફાયદો થાય છે એમ માનતા હોય તે મ્હોટી ભૂલ કરે છે. ધીંગરાને હું દેશાભિમાની ગણું છું પણ તેની પ્રીતિ ઘેલી હતી. તેણે પોતાના શરીરનો ભોગ કુમાર્ગે આપ્યો છે. તેથી અંતે તો ગેરફાયદોજ છે.

વાઃ પણ તમારે એટલું તો કબુલ કરવું પડશે કે અંગ્રેજો આ ખુનથી ડરી ગયેલા છે અને લોર્ડ મોરલીએ જે આપ્યું છે તે આવી ધાસ્તીથી આપ્યું છે.

અઃ અંગ્રેજ બીકણ પ્રજા છે તેમજ બહાદુર છે. દારૂગોળાની અસર તેની ઉપર તુરત થાય છે એ હું માનું છું. લોર્ડ મોરલીએ જે આપ્યું છે તે ધાસ્તીથી આપ્યું હોય એવો સંભવ છે. પણ ધાસ્તીથી મળેલી વસ્તુ ધાસ્તી હોય ત્યાંસુધીજ નભી શકે.

# પ્રકરણ ૧૬

## દારૂગોળો.

**વા:** ધાસ્તીથી આપેલું ધાસ્તી હોય ત્યાં સુધીજ નભી શકે એ વળી વિચિત્ર વાત કરી. આપ્યું તે આપ્યું તેમાં વળી શો ફેરફાર થાય ?

**અ:** એમ નથી. ૧૮૫૭ નો રૂકો અપાયો તે ખંડને અંતે લોકશાન્તિ જાળવવા સારૂ. જ્યારે શાન્તિ થઇ અને લોકો ભોળા દિલના બની ગયા ત્યારે તેનો અર્થ ફર્યો. હું સજાની ધાસ્તીથી ચોરી ન કરૂં તો જ્યારે ધાસ્તી જતી રહે ત્યારે ચોરી કરવાનું પાછું મન થશે અને હું ચોરી કરીશ. આ તો બહુ સાધારણ અનુભવ છે. તેમાં ઇનકાર કરી શકાય તેવું નથી. આપણે ધારી લીધું છે કે દમ ભરાવીને માણસો પાસેથી કામ લઇ શકાય છે અને તેથી આપણે તેમ કરતા આવ્યા છીએ.

**વા:** આમ તમે બોલો છો તે તમારી વિરૂદ્ધ જાય છે એમ તમને નથી જણાતું ? તમારે કબુલ કરવું પડશે કે અંગ્રેજોએ જે કાંઇ મેળવ્યું તે મારામારી કરીને મેળવ્યું છે. તમે કહી ગયા છો કે તેઓએ મેળવેલું નકામું છે, એમ મને યાદ છે. તેથી મારી દલીલને ધક્કો નથી પહોંચતો. તેઓએ નકામું મેળવવા ધાર્યું ને તે મેળવ્યું. મતલબ એ છે કે તેઓએ પોતાની ધારણા પાર પાડી. સાધન શું હતું તેની શી ફીકર છે ? આપણી મુરાદ સરસ હોય ને આપણે ગમે તે સાધનથી મારામારી કરીને પણ પાર ન પાડીએ ? ચોર મારા ઘરમાં પેસે ત્યારે કાંઇ હું સાધનનો વિચાર કરીશ. મારો ધર્મ તો તેને ગમે તેમ કરીને કહાડવાનો છે.

તમે કબુલ કરતા જણાઓ છો કે આપણને અરજી કરતાં કશું મળ્યું નથી અને મળવાનું નથી. ત્યારે પછી. મારીને કેમ લઇએ ? જરૂર જણાશે તેટલી મારની બીક હમેશાં જારી રાખીશું. બચ્ચું આગમાં પગ મૂકે તેને તેમાંથી બચાવવા આપણે તેની ઉપર દાબ રાખીએ તેમાં તમે પણ દોષ નહિ જોશો. જ્યાં ત્યાંથી આપણે તો કાર્ય સિદ્ધિ કરી લેવાની છે.

અ: તમે ઠીક દલીલ કરી છે. તે એવી છે કે તેથી ઘણા છેતરાયા છે. હું પણ તેવી દલીલ કરતો. પણ હવે મારી આંખ ખુલી છે અને હું મારી ભૂલ જોઇ શકું છું. તમને તે બતાવવા મહેનત કરીશ.

પ્રથમ તો અંગ્રેજોએ જે મેળવ્યું તે મારામારી કરી મેળવ્યું તેથી આપણે પણ તેમ કરી મેળવીએ એ વિચાર લઇએ. અંગ્રેજે મારામારી કરી અને આપણે પણ કરી શકીએ એ વાત તો બરોબર છે. પણ જે વસ્તુ તેઓને મળી તેવીજ આપણે લઇ શકીએ છીએ. તમે કબુલ કરશો કે તેવું આપણને નજ જોઇએ.

તમે માનો છો તેમ સાધન સાધ્ય—મુરાદ વચ્ચે સંબંધ નથી એ બહુજ મ્હોટી ભૂલ છે. એ ભૂલથી ધાર્મિક માણસો ગણાયા છે તેવાઓએ ઘોર કર્મ કર્યાં છે. એ તો કાંડવીનો વેલો વાવી તેમાંથી મોગરાના ફૂલની ઇચ્છા રાખવા જેવું થયું. મારે દરિયો ઓળંગવાનું સાધન વહાણ જ હોઈ શકે. જો ગાડું પાણીમાં ઝપલાવું તો ગાડું અને હું બન્ને તળીએ જઇએ. જેવા દેવ તેવી પૂજા. એ બહુ વિચારવા જેવું છે. તેનો ખોટો અર્થ કરી માણસો ભરમાયા છે. સાધન એ સાધ્ય બીજ છે. સાહસ મેળવવાનું એ ઝાડ છે. એટલે જેટલો સંબંધ બીજ અને ઝાડ વચ્ચે છે તેટલો સાધન અને સાધ્ય વચ્ચે

છે. સેતાનને ભજીને હું ઇશ્વર ભજનનું ફળ મેળવું એ બનવા જોગ નથી. એટલે એમ કહેવું કે આપણે તો ઇશ્વરનેજ ભજવો છે, સાધન ભલે સેતાન હો એ તો અજ્ઞાનની વાત છે. જેવી કરણી તેવી પાર ઉતરણી છે. અંગ્રેજોએ મારામારી કરીને ૧૮૮૩ ના વોટના વિશેષ હકો લીધા. શું મારામારી કરીને તેઓ પોતાની ફરજ સમજી શકયા ? તેઓની ધારણા હક મેળવવાની હતી તે તેઓએ મારામારી કરીને મેળવ્યા. ખરા હક ફરજનું ફળ છે, તે તેઓએ નથી મેળવ્યા. પરિણામ એ આવ્યું છે કે સૌ હક મેળવવા મથ્યા છે, ફરજ ઉડી ગઇ છે. જ્યાં બધા હકની વાત કરે ત્યાં કોણ કોને આપે ? તેઓ કશી ફરજ નથી બજાવતા એ જ કહેવાનો હેતુ અહિં નથી. પણ જે હક તેઓ માગતા હતા તેને લઇને બજાવવાની ફરજ તેઓએ બજાવી નથી. તેઓએ લાયકાત મેળવી નથી તેથી તેઓના હક તેઓને ગળે ધુંસરી રૂપ થઇ પડયા છે. એટલે જે તેઓને મળ્યું છે તે તેઓના સાધનનું જ પરિણામ છે. તેઓને જોઇતું હતું તેવાં સાધનો તેઓએ વાપર્યાં.

મારે તમારી પાસેથી તમારી ઘડીઆળ છીનવી લેવી હશે તો મારે બેશક તમારી સાથે મારામારી કરવી પડશે. પણ જો મારે તમારી ઘડીઆળ વેચાતી લેવી હશે તો તમને દામ આપવા પડશે. જો મારે બક્ષિસ લેવી હશે તો કરગરવું પડશે. ઘડીઆળ મેળવવામાં મેં જે સાધન વાપર્યું તે પ્રમાણે તે ચોરીનો માલ, મારો માલ કે બક્ષિસ એમ થયું. પણ સાધનનાં ત્રણ જુદાં જુદાં પરિણામ આવ્યાં. હવે તમે કેમ કહી શકશો કે સાધનની ફીકર નથી ?

હવે ચોરને કહાડવાનો દાખલો લઇએ. હું તમારા વિચારને મળતો નથી કે ચોરને કહાડવામાં ગમે તે સાધન વાપરી શકાય છે.

જો મારા ઘરમાં મારો બાપ ચોરી કરવા આવશે તો હું એક સાધન વાપરીશ; તેજ સાધન મારો કોઇ ઓળખીતો ચોરી કરવા આવશે તો નહિ વાપરૂં; વળી કોઇ અજાણ્યો માણુસ આવ્યો હશે તો ત્રીજું સાધન વાપરીશ. જો તે માણુસ ગોરો હશે તો એક સાધન, હિંદી હશે તો બીજું સાધન, એ પણ વખતે તમે તો કહેશો. જો કોઈ મુડદાલ છોકરો ચોરી કરવા આવ્યો હશે તો તદન જુદું સાધન વાપરીશ. જો તે મારો બરોબરીઓ હશે તો કંઈ વળી જુદું અને જો તે માણુસ હથીઆર બંધ જોરાવર હશે તો હું છાનો સૂતો રહીશ. આમાં બાપથી કરીને બળીઆની વચ્ચે જુદાં સાધનો વપરાશે. બાપ હશે તોપણુ મને લાગે છે કે હું સૂતો રહીશ, અને બળીઓ હથીઆરવાળો હશે તોપણુ હું સુતો રહીશ. બાપમાં પણુ બળ છે. હથીઆર બંધી માણુસમાં પણુ બળ છે. બન્ને બળને વશ રહી હું મારી વસ્તુ જમ કરીશ. બાપનું બળ મને દયાથી રોવરાવશે. હથીઆરનું બળ મારા મનમાં રોષ ઉત્પન્ન કરશે. અમે કટ્ટા દુશ્મન થઇશું. આવી કફોડી દશા છે. આ દાખલાઓ ઉપરથી આપણે બન્ને સાધનના નિશ્ચય ઉપર તો નહિ આવી શક્યાએ. મને તો બધા ચોરના સંબંધમાં શું કરવું એ સુઝી આવે છે. પણુ તે ઇલાજ તમને ભડકાવે તેથી તમારી પાસે હું મુકતો નથી. તમે સમજી લેજો અને નહિ સમજો તો દરેક વખતે જુદાં સાધન તમારે લેવાં પડશે. પણુ તમે એટલું તો જોયું કે ચોરને કહાડવાનું ગમે તે સાધન કામ નહિ આવે; અને જેવું સાધન લેશો તેવું પરિણામ આવશે. તમારો ધર્મ ગમે તેમ કરીને ચોરને કહાડવાનો નથીજ..

જરા આગળ વધીએ. પેલો હથિઆરબળીઓ તમારી વસ્તુ

થઇ ગયો છે. તમે તે યાદ રાખો, તમને ગુસ્સો છે. તમે તે લુચ્ચાને તમારે સારૂ નહિ પણ લોક કલ્યાણને સારૂ શિક્ષા કરવા માંગો છો. તમે માણસો એકઠા કર્યાં, તેના ઘર ઉપર તમે ચ્હડી ગયા, તેને ખબર પડી, તે નાઠો, તેણે બીજા લુટારા એકઠા કર્યા, તે પણ ખીજાયો છે. તેણે તમારૂં ઘર ધોળે દહાડે લુંટવાનું કહેણ હવે તો મોકલ્યું છે. તમે બળવાન છો, ડરતા નથી, તમે તમારી તૈયારીમાં છો. દરમ્યાન લુંટારો તમારી આસપાસના લોકોને કનડે છે. તેઓ તમારી પાસે ફરિયાદ કરે છે. તમે કહો છો "હું તમારે સારૂ તો આ બધું કરૂં છું. મારો માલ ગયો તે તો કાંઇજ વિસાતની વાત ન હતી!" લોકો કહે છે. "પહેલાં તો અમને તે નજ લુંટતો. તમે એની સાથે લડાઈ શરૂ કરી ત્યારથી તેણે આ શરૂ કર્યું છે." તમે સપડાયા છો. ગરીબ ઉપર તમને રહેમ છે. તેઓની વાત સાચી છે. હવે શું કરવું? લૂટારાને છોડવો? એમાં તો તમારી લાજ જાય. લાજ સૌને વ્હાલી હોય. તમે ગરીબોને કહો છો. "ફીકર નહિ. આવો મારૂં ધન તે તમારૂં છે. હું તમને હથીઆર આપું છું. તમને તેનો ઉપયોગ શીખવીશ, ને તમે બદમાશને મારજો મેલશો મા." આમ સંગ્રામ વધ્યું. લૂટારા વધ્યા. લોકોએ હાથે ચોળીને આંખ લાલ કરી. ચોરની ઉપર વેર લેવાનું પરિણામ એ આવ્યું કે ઉંઘ વેચી ઉજાગરો લીધો. શાન્તિ હતી ત્યાં અશાન્તિ થઇ, પહેલાં તો મોત આવતું ત્યારે મરતા. હવે તો સદાય મરવાનો વારો આવ્યો. હીમતવાન મટી નાહિમત બન્યા. આમાં કાંઇ વધારે પડતો વિચાર નથી આવ્યો એમ તમે ધીરજથી જોઇ શકશો. આ એક સાધન.

હવે બીજું સાધન તપાસીએ. ચોરને તમે અજ્ઞાન ગણ્યો.

કોઇ વેળા લાગ આવશે તો તમે તેને સમજાવવા ધાર્યું છે. તમે વિચાર્યું, તે પણ આદમ જાત છે. તેણે શા હેતુથી ચોરી કરી તે તમે કેમ જાણો! તમારો સારો રસ્તો તો એજ છે કે જ્યારે સમય આવશે ત્યારે તમે તેનામાંથી ચોરીનું બીજ જ કહાડશો. આમ તમે ખ્યાલ કરો છો તેવામાં તો ભાઇ સાહેબ પાછા ચોરી કરવા આવ્યા. તમે ગુસ્સે ન થયા. તમે તેની ઉપર દયા આણી, તમને લાગ્યું કે આ માણસ દર્દી છે. તમે બારી બારણાં ખુલ્લાં મૂકયાં, તમે સૂવાની જગા બદલી. તમારી જણસો ઝટ લેવાય તેમ રાખી. ચોર આવ્યો, તે ગભરાયો. આ તો તેણે નવું જોયું. માલ તો લઇ ગયો, પણ તેનું મન ચગડોળે ચઢયું. તેણે ગામમાં તપાસ કરી, તમારી દયાની તેને જાણ થઇ. એ પસ્તાયો, તમારી માફી માગી, તમારી જણસ પાછી લાવ્યો. તેણે ચોરીનો ધંધો છોડયો, તમારો તે સેવક બન્યો. તમે તેને ધંધે વળગાડયો. આ બીજું સાધન. તમે જુઓ છો કે જુદા સાધનથી જુદું પરિણામ આવે છે. બધા ચોર આમ જ વર્તે અથવા બધામાં તમારા જેવો દયાભાવ હોય એમ હું સાબીત કરવા નથી માગતો. પણ એટલું જ બતાવવા માગું છું કે સારાં પરિણામ લાવવાને સારાં સાધન જોઇએ અને હમેશાં નહિ તો ઘણેખરે ભાગે હથીઆરબળ કરતાં દયાબળ વધારે જોરાવર છે. હથીઆરમાં હાનિ છે. દયામાં કદી નથી.

હવે અરજીની વાત લઇએ. જેની પછવાડે બળ નથી તે અરજી નકામી છે. એ શંકા વિનાની વાત છે. છતાં મર્હુમ જસ્ટીસ રાનાડે કહેતા કે અરજી એ લોકોને કેળવવાનું સાધન છે. તેથી લોકોને પોતાની સ્થિતિનું ભાન આપી શકાય છે. ને રાજ્યકર્તાને ચેતવણી આપી શકાય છે. આમ વિચારતાં અરજી એ નકામી વસ્તુ

નથી. બરોબરીઓ માણસ અરજી કરે તે તેના વિનયની નિશાની ગણાશે. ગુલામ અરજી કરે તે તેની ગુલામીની નિશાની છે. જે અરજીની પાછળ બળ છે તે બરોબરીઆની અરજી છે, અને તે પોતાની માગણી અરજીરૂપે જાહેર કરે એ તેની ખાનદાની બતાવે છે.

અરજીની પાછળ બે પ્રકારનાં બળ છે. એક તો 'નહિ આપો તો તમને મારશું.' આ દારૂગોળાનાં બળ છે. તેનું ખરાબ પરિણામ આપણે જોઈ ગયા, બીજું બળ તે આ છે. "તમે નહિ આપો તો અમે તમારા અરજદાર નહિ રહીએ. અમે અરજદાર હોઇશું તો તમે બાદશાહ રહેશો. અમે તમારી સાથે રમવાના નથી." આ બળ તે દયાબળ કહો, આત્મબળ કહો કે સત્યાગ્રહ કહો. તે બળ અવિનાશી છે અને તે બળ વાપરનાર પોતાની સ્થિતિ બરાબર સમજનારો છે. તેનો સમાવેશ આપણા વડાઓએ એક નન્નો છત્રીસ રોગને હરે તેમાં કર્યો છે. તે બળ જેનામાં છે તેની પાસે હથીઆરબળ કામ કરી શકતું જ નથી.

બચ્ચું આગમાં પગ મૂકે તેને દબાવવાની વાતનો દાખલો તપાસતાં તમે હારી જવાના છો. તમે બચ્ચાંની ઉપર શું કરો છો? કદી માનો કે બચ્ચું તમારી સાથે એવું જોર કરી શકે કે તમને તે મારીને આગમાં જશે. આગમાં જતો તે અટકાશે જ નહિ. એનો ઉપાય તમારી પાસે આ છે; કાંતો આગમાં જતું અટકાવવા તમારે તેનો પ્રાણ લેવો અથવા તો તેને આગમાં જતું તમે નથી જોઈ શકતા તેથી તમે તમારો પ્રાણ આપો છો. તમે બચ્ચાનો પ્રાણ તો નથી જ લેવાના. તમારામાં દયાભાવ સંપૂર્ણ નહિ હોય તો તમે તમારો પ્રાણ નહિ આપો એ સંભવ છે. તો તમે લાચારીથી

બચ્ચાને આગમાં જવા દેશો. એટલે તમે બચ્ચા ઉપર હથીઆરબળ
ની વાપરતા. બચ્ચાને તમે બીજી રીતે રોકી શકો તો રોકો છો?
શીઆરબળ છે એમ ન માની લેજો. એ બળ જુદા જ
સમજી લેવાનું રહ્યું છે.

રકાવવામાં તમે માત્ર બચ્ચાનો સ્વાર્થ જુઓ
નપ. મૂકવા માગો છો તેના જ સ્વાર્થને
પણ તે હ. નો અંગ્રેજને લાગુ પડતો જ
પ્રકારનું તેમ જ વાપરવા માગો એટલે
વળી બચ્ચાને અ. તેમાં દયા લેશ.
છો. ...ની ઉપર તમે અંકુશ ... છે તે
ખાતર તમે અંકુશ મૂકશો. આ દાખ.
નથી. તમે અંગ્રેજની ઉપર હથીઆરબળ વ.
તેમાં તમારો જ એટલે પ્રજાનો સ્વાર્થ જુઓ છો. ..
માત્ર નથી. જો તમે એમ કહો કે અંગ્રેજ અધમ કામ ક.
આગમાં અજ્ઞાનથી જાય છે. તેમાંથી તમે દયા ખાઇને અજ્ઞાના.
એટલે બચ્ચાને બચાવવા માંગો છો તો તે અખતરો તમારે જ્યાં
જ્યાં જે જે માણસ અધમ કામ કરતા હોય ત્યાં ત્યાં પહોંચવું
પડશે; અને ત્યાં ત્યાં તમારે સામેનાનો બચ્ચાનો પ્રાણ લેવાને બદલે
તમારો પ્રાણ હોમવો પડશે. એટલો પુરૂષાર્થ કરવા ધારો તો તમે
મુખત્યાર છો, પણ વાત અસંભવિત છે.



## પ્રકરણ ૧૭.

### સત્યાગ્રહ—આત્મબળ.

વાઃ તમે જે સત્યાગ્રહ અથવા આત્મબળની વાતો કરો છો
તેનો કાંઈ ઐતિહાસિક પુરાવો છે? આજ લગી એક પણ પ્રજા
એવા બળથી ચ્હડી હોય તેવું જોવામાં આવતું નથી. મારફાડ વિના
... તેની પ્રતિતિ હજુ પણ રહ્યાં કરે છે

અઃ કવિ તુળસીદાસજીએ ગાયું છે કે "દયા ધર્મ કો મૂલ હૈ દેહ મૂલ અભિમાન, તુલસી દયા ન છાંડીએ જબલગ ઘટમેં પ્રાન." મને તો આ વાકય શાસ્ત્રવચન જેવું જણાય છે. જેમ બે ને બે ચાર હોય એટલો ભરોંસો ઉપરના વાકય ઉપર પડે છે. દયાબળ તે આત્મબળ છે. તે સત્યાગ્રહ છે. અને આ બળના પૂરાવા ડગલે ડગલે નજરે આવી રહે છે. તે બળ ન હોત તો પૃથ્વી રસાતળ થઈ ગઈ હોત. પણ તમે તો ઐતિહાસિક પૂરાવો માગો છો એટલે આપણે ઇતિહાસ કોને કહીએ છીએ તે જાણવું પડશે. ઇતિહાસનો શબ્દાર્થ આમ થઇ ગયું, એ છે. એ અર્થ કરીએ તો તમને સત્યાગ્રહનાં પ્રમાણ પુષ્કળ આપી શકાશે. જો અંગ્રેજી શબ્દનો ઇતિહાસ એ તરજુમો છે અને જેનો અર્થ બાદશાહોની તવારીખ છે એ અર્થ લેતાં સત્યાગ્રહનું પ્રમાણ હોઇ ન શકે. કથીરની ખાણમાં તમે ચાંદી શોધશો તે કેમ મળશે? હિસ્ટરીમાં દુનિયાના કોલાહલની કહાની જ મળશે. તેથી ગોરા લોકોમાં કહેવત છે કે જે પ્રજાને હિસ્ટરી નથી તે પ્રજા સુખી છે. રાજાઓ કેમ રહેતા, તેઓ કેમ ખુન કરતા, તેઓ કેમ વેર બાંધતા એ બધું ઇતિહાસમાં મળી આવે છે. જો આ જ ઇતિહાસ હોય, જો આટલું જ થયું હોય તો દુનિયા ક્યારની ડુબી ગઇ હોય. જો દુનિયાની કથા લડાઇથી શરૂ થતી હોય તો આજે એક પણ માણસ જીવતો ન હોય. જે પ્રજા લડાઇનો ભોગ થઇ પડી છે તેની એવી દશા થઇ છે. ઑસ્ટ્રેલિયાના હબસી લોકનું નિકંદન થઇ ગયું છે, તેઓમાંના ભાગ્યે જ કોઇને ઑસ્ટ્રેલિયાના ગોરાઓએ જીવવા દીધા છે, જેઓની જડ નીકળી ગઇ છે. તેઓ સત્યાગ્રહી ન હતા. જે જીવશે તે જોશે કે ઑસ્ટ્રેલિયાના ગોરાના પણ તેવા જ હાલ થશે. જેઓ તરવાર ચલાવે છે

તેનું મોત તરવારથી જ થાય છે. તારાનું મોત પાણીમાં છે એવી આપણામાં કહાણી છે.

દુનિઆમાં આટલા બધા માણસો હજી છે એ જણાવે છે કે દુનિયાનું બંધારણ હથિઆરબળ ઉપરથી પણ સત્ય, દયા કે આત્મબળ ઉપર જ છે. એટલે મ્હોટા ઐતિહાસિક પૂરાવા તો એ છે કે દુનિયા લડાઈના હંગામાં છતાં નભી છે; એટલે લડાઇના બળ કરતાં બીજું બળ તેનો આધાર છે.

હજારો બલ્કે લાખો માણસો પ્રેમવશ રહી પોતાનું જીવન ગુજારે છે. કરોડો કુટુંબોના કલેશનો સમાવેશ પ્રેમભાવનામાં થઇ જાય છે. સેંકડો પ્રજા સંપથી રહેલી છે. એની નોંધ ઇતિહાસ લેતો નથી. ઇતિહાસ લઇ પણ ન શકે. જયારે આ દયાનો, પ્રેમનો કે સત્યનો પ્રવાહ રોકાય છે કે તેમાં ભંગાણ પડે છે ત્યારે જ તેની નોંધ તવારીખે ચઢે છે. એક કુટુંબના બે ભાઇ લડયા. તેમાં એક બીજાની સામે સત્યાગ્રહ વાપર્યું. બન્ને પાછા સંપી રહેવા લાગ્યા. આની નોંધ કોણ લે છે? જો બન્ને ભાઇઓ, વકીલોની મદદથી કે એવાં બીજાં કારણોથી, વેરભાવ વધતાં, હથીઆરથી કે અદાલતો (અદાલતો એક પ્રકારનું હથીઆર શરીરબળ છે.) અંડાશી પડોશી જાણત અને વખતે તવારીખમાં નોંધાત. લડત તો તેઓનાં નામ છાપે ચઢત, જેમ કુટુંબોમાં, જેમ જમાતોમાં, જેમ સંઘોમાં, તેમજ પ્રજામાં સમજી લેવું. કુટુંબોમાં એક કાયદો અને પ્રજાઓમાં બીજો એમ માનવાનું કાંઇ જ કારણ નથી. ઇતિહાસ અસ્વાભાવિક બીનાની નોંધ લે છે. સત્યાગ્રહ એ સ્વાભાવિક છે. એટલે તેની નોંધ લેવાપણું રહેતું નથી.

**વા:** તમે કહો છો એ પ્રમાણે તો **સમજાય છે કે સત્યાગ્રહના** દાખલા ઇતિહાસ ન જ ચડી શકે. આ સત્યાગ્રહ વધારે સમજવાની જરૂર છે. તમે શું કહેવા માંગા છો તે વધારે ચોખવટ કરી સમજાવો તો સારૂં.

**અ:** સત્યાગ્રહ અથવા આત્મબળ એનું અંગ્રેજી પેસીવ રીઝીસ્ટન્સ એમ કહેવાય છે. એ શબ્દ જે માણસોએ પોતાના હક્ક મેળવવા પોતે દુઃખ સહન કરેલું તે રીતને લાગુ પાડવામાં આવેલો છે. અનો હેતુ લડાઇ બળનો વિરોધી છે. જ્યારે મને કાંઇ પસંદ ન પડે ત્યારે તે કામ હું ન કરૂં તેમાં સત્યાગ્રહ અથવા આત્મબળ વાપરૂં છું.

દાખલા તરિકે મને લાગુ પડતો અમુક કાયદો સરકારે પસાર કર્યો. તે મને પસંદ નથી. ત્યારે હું સરકારની ઉપર હુમલો કરી કાયદો રદ કરાવું તો મેં શરીરબળ વાપર્યું. જો હું તે કાયદો કબુલ જ ન કરૂં અને તેને લીધે પડતી સજા ભોગવી લઉં તો મેં આત્મબળ અથવા સત્યાગ્રહ વાપર્યું. સત્યાગ્રહમાં હું આપભોગ આપું છું.

આપભોગ આપવો એ પરભોગ કરવા કરતાં સરસ છે એમ સો કોઇ કહેશે. વળી સત્યાગ્રહથી લડતાં, જો લડત ખોટી હોય તો માત્ર લડત લેનાર દુઃખ ભોગવે છે. એટલે પોતાની ભૂલની સજા પોતે ઉડાવે છે. એવા ઘણા બનાવો થઇ ગયા છે કે જેમાં માણસો ભૂલથી સામે થયેલા. કોઇ પણ માણસ બેધડક નથી કહી શકતો કે અમુક કાર્ય ખરાબ જ છે. પણ જ્યારે તે તેને ખરાબ લાગ્યું ત્યારે તેને સારૂ તે ખરાબ જ છે. એમ છે તો તેણે તે ન કરવું અને તેમ કરતાં દુઃખ ભોગવવું એ સત્યાગ્રહની ચાવી છે.

વા: ત્યારે તમે તો કાયદાની સામે થાઓ છો? આ તો બેવફાદારી ગણાય? આપણે તો હમેશાં કાયદાને માન આપનારી પ્રજા ગણાઇએ છીએ. તમે તો એકસ્ટ્રીમિસ્ટથી પણ આઘે જતા જણાઓ છો. એકસ્ટ્રીમિસ્ટ તો કહે છે કે થયેલા કાયદાને માન આપવું જ જોઇએ. પણ કાયદા ખરાબ છે તેથી કાયદા કરનારને મારીને હાંકી કહાડો.

અ: હું આઘે જાઉં છું કે પાછો રહું છું તેની તમારે કે મારે દરકાર હોય નહિ. આપણે તો સારૂં છે તે શોધવા, અને તે પ્રમાણે વર્તવા માંગીએ છીએ.

આપણે કાયદાને હમેશાં માન આપનારી પ્રજા છીએ તેનો ખરો અર્થ તો એ છે કે આપણે સત્યાગ્રહી પ્રજા છીએ. કાયદા પસંદ ન પડે ત્યારે આપણે કાયદા કરનારનું માથું નથી તોડતા, પણ આપણે તે તુટવા સારૂ લાંઘીએ છીએ.

આપણે સારા કે નઠારા કાયદા કબુલ કરી લઇએ છીએ એ અર્થ તો આજકાલનો જોવામાં આવે છે. પૂર્વે એવું કાંઇ ન હતું, જે મરજીમાં આવે તે કાયદા લોકો તોડતા અને તેની સજા ઉઠાવી લેતા.

કાયદા આપણને પસંદ ન હોય તે પ્રમાણે આપણે ચાલવું એવું શિક્ષણ મર્દાઇથી વિરૂદ્ધ છે. ધર્મવિરૂદ્ધ છે અને ગુલામીની હદ છે.

સરકાર વો કહેશે કે આપણે નાગા થઇને તેની સામે નાચવું તો શું આપણે નાચશું? હું સત્યાગ્રહી હોઉં તો હું સરકારને કહું "એ કાયદો તમારા ઘરમાં રાખો. હું તમારી આગળ નાગો નથી થનારો અને નાચનારો પણ નથી." છતાં આપણે એવા અસત્યાગ્રહી થયા છીએ કે સરકારના જોહુકમ પાછળ નાગા થઇ નાચવા કરતાં વધારે હલકાં કામ કરીએ છીએ.

જે માણસ પોતે માણસાઇમાં છે, જેને ખુદાનો જ ડર છે તે બીજાથી ડરવાનો નથી. તેને બીજાના કરેલા કાયદા બંધન કરતા નથી. સરકાર પણ બીચારી નથી કહેતી કે 'તમારે આમ કરવું જ પડશે.' તે તો કહે છે કે 'તમે આમ નહિ કરો તો તમને સજા થશે.' આપણે અધમ દશામાં માની લઇએ છીએ કે આપણે 'આમ કરવું એ આપણી ફરજ છે, એ આપણો ધર્મ છે.

જો લોકો એક વાર શીખી લે કે આપણને અન્યાયી લાગે એ કાયદાને માન આપવું એ નામર્દાઇ છે તો પછી આપણને કોઇનો જુલમ બંધન કરી શકતો નથી તે સ્વરાજ્યની ચાવી છે.

ઘણા માણસોએ કહ્યું એ થોડાએ કબુલ કરવું એ અનીશ્વરી વાર્તા છે, તે વહેમ છે. એવા હજારો દાખલા મળી આવશે, જેમાં ઘણાએ કહ્યું તે ખોટું હોય અને થોડાએ કહ્યું તે જ સાચું હોય. સઘળા સુધારા ઘણા માણસોની સામે થઇને થોડા માણસોએ દાખલ કરાવ્યા છે. ઠગના ગામમાં ઘણા કહેશે કે ઠગ વિદ્યા શિખવી જ જોઇએ તો શું એક સાધુ હશે તે પણ ઠગ બનશે? નહિ નહિ. અન્યાયી કાયદાને માન આપવું જોઇએ એ વહેમ જ્યાં સુધી દૂર નહિ થાય ત્યાં સુધી આપણી ગુલામી જનારી જ નથી. અને આવો વહેમ માત્ર સત્યાગ્રહી જ દૂર કરી શકે છે.

શરીરબળ કરવું, દારૂગોળો લગાવવો એ તો આપણા ઉપલા કાનુનને ખલેલ પહોંચાડે છે. એનો અર્થ તો એ થયો કે આપણને પસંદ છે તે સામા માણસ પાસે આપણે કરાવવા માગીએ છીએ. જો એ બરાબર હોય તો પછી સામેનો માણસ પોતાનું કહેલું કરાવવા આપણી ઉપર દારૂગોળો ચલાવવા અધિકારી છે. આમ કરતાં કોઇ દહાડો આપણે બંદરે પહોંચીએ જ નહિ. ઘાણીના બેલની

માફક આંખે પાટા હોવાથી માની લઇએ કે આગળ વધીએ છીએ તો ભલે. પણ ખરૂં જોતાં તો તે બળદની જેમ આપણે તે જ કુંડાળાની પ્રદક્ષિણા ફરીએ છીએ. જેઓ એમ માને છે કે પોતાને નાપસંદ કાયદાને માનવા માણસ બંધાયેલ નથી તેણે તો સત્યાગ્રહ એ જ સાધન ખરૂં માનવું જોઇએ. નહિ તો મહા વિકટ પરિણામ આવે.

**વા:** તમે જે કહો છો તેમાંથી હું એમ જોઉં છું કે સત્યાગ્રહ નબળા માણસને ઠીક કામનું છે. તેઓ જ્યારે સબળા થાય ત્યારે તો તોપ ચલાવે.

**અ:** આ તો તમે બહુ અજ્ઞાનની વાત કરી. સત્યાગ્રહ તે સર્વોપરી છે. તોપ બળ કરતાં વધારે કામ કરે છે. તો પછી નબળાનું હથીઆર કેમ ગણી શકાય ? સત્યાગ્રહને માટે જે હિંમત અને મર્દાની ઘટે છે તે તોપબળીઆ પાસે હોઇ શકે જ નહિ. શું તમે એમ માનો છો કે નમાલો માણસ પોતાને નાપસંદ કાયદાનો ભંગ કરી શકશે ? એકસ્ટ્રીમિસ્ટ તોપબળીઆ છે. તેઓ કાં કાયદાને માન આપવાની વાત કરી રહ્યા છે ? તેઓને હું દોષ નથી કહાડતો. તેઓથી બીજી વાત થાય જ નહિ. તેઓ પોતે જ્યારે અંગ્રેજને મારી રાજ્ય કરે ત્યારે આપણી તમારી પાસે કાયદાને માન અપાવવા માગે છે. તેમના ધોરણને તેજ વાત છાજે. પણ સત્યાગ્રહી તો કહેશે કે જે કાયદા તેને પસંદ નહિ હોય તેને તે કબુલ નહિ કરે. પછી ભલે તેને તોપને મ્હોડે બાંધે.

તમે શું માનો છો ? તોપ વછોડી સેંકડોને મારવામાં હિંમત જોઇએ છીએ કે તોપને મ્હોડે હસતે ચ્હેરે બંધાતાં હિંમત જોઇએ છે ? પોતે મોતને માથે લઇને ફરે છે તે રણવીર કે બીજાનાં મોત પોતાના હાથમાં રાખે છે તે ?

નામર્દ માણસથી એક ઘડીભર સત્યાગ્રહી રહેવાય નહિ એ ખચિત માનજો.

હા, એટલું ખરૂં કે શરીરે ક્ષીણ હોય તે પણ સત્યાગ્રહી થઈ શકે. એક માણસ પણ થઇ શકે અને લાખો માણસ પણ થઇ શકે. પુરૂષ થઇ શકે તેમ સ્ત્રી પણ થઈ શકે તેને લશ્કરો તૈયાર કરવાની જરૂર પડતી નથી. તેને મલ કુસ્તી શીખવાની જરૂર નથી પડતી. તેણે પોતાના મનની ઉપર કાબુ લીધો એટલે તે વનરાજ સિંહની માફક ગર્જના કરી શકે છે અને તેની ગર્જનાથી દુશ્મન થઈ બેઠા હોય તેનાં હૃદય ચીરાય છે.

સત્યાગ્રહ તે સર્વધારી તલવાર છે. તે જેમ વાપરો તેમ વપરાય. વાપરનાર તથા જેની ઉપર તે વપરાય છે તે સુખી થાય છે. તે લોહી કહાડતી નથી, છતાં પરિણામ તેથી પણ ભારે લાવી શકે છે. તેને કાટ ચઢી શકતો નથી તે કોઇ લઇ જઈ શકતું નથી. સત્યાગ્રહી જો હરિફાઈ કરે તો તેમાં થાક ચડેજ નહિ. સત્યાગ્રહીની તલવારને મ્યાનની જરૂર ન મળે. તે કોઈથી છીનવી શકાતી નથી. છતાં તમે સત્યાગ્રહ એ નબળાનું હથિઆર ગણો એ તો કેવળ અંધેર કારખાનું જ ગણાય.

વાઃ તમે કહ્યું કે હિંદુસ્તાનનું તે ખાસ હથીઆર છે તો શું હિંદુસ્તાનમાં તોપબળ નથી ચાલ્યું ?

અઃ તમારે મન હિંદુસ્તાન એટલે ખોબા જેટલા રાજાઓ છે. મારે મન તો હિંદુસ્તાન તે કરોડો ખેડુતો છે કે જેને આધારે રાજા તથા આપણે બધા વસીએ છીએ.

રાજાઓ તો હથીઆર વાપરશે જ. તેમની તો તે રીત પડી. તેમને તો હુકમ ચલાવવો છે. પણ હુકમ ઉઠાવનારને તોપબળની

જરૂર નથી. દુનિયાનો મ્હોટો ભાગ હુકમ ઉઠાવનારો છે. તેઓને કાંતો તોપબળ કાંતો હથીઆરબળ શીખવવું જોઇએ. તેઓ જ્યાં તોપબળ શીખે છે ત્યાં રાજા પ્રજા બન્ને ગાંડા જેવા બની જાય છે. જ્યાં હુકમ ઉઠાવનારા સત્યાગ્રહ શીખ્યા છે ત્યાં રાજાનો જુલમ તેની ત્રણ ગજની તલવારથી છેટો જઇ શકયો નથી. ને હુકમ ઉઠાવનારે અન્યાયી હુકમની દરકાર કરી નથી ખેડુતો કોઇની તલવાર બળને વશ થયા નથી અને થવાના નથી. તેઓને તલવાર વાપરતાં આવડતી નથી. બીજાની તલવારથી તેઓ ડરતા નથી. મોતને હમેશાં પોતાનો તકીઓ કરી સુનારી તે મહાન પ્રજા છે. તેણે મોતનો ડર છોડયો છે એટલે બધાનો ડર છોડયો છે. આ હું કંઇક વધારે પડતું ચિત્ર આપું છું, એ બરાબર છે. પણ આપણે જે તલવારના બળથી છક થઇ ગયા છીએ તેને સારૂ એ ચિત્ર વધારે પડતું નથી.

વાત એ છે કે ખેડુતોએ, પ્રજા મંડળે પોતાના તેમજ રાજ્ય કારભારમાં સત્યાગ્રહ વાપરેલ છે. જ્યારે રાજા જુલમ કરે છે, ત્યારે રૈયત રીસાય છે એ સત્યાગ્રહ છે.

મને ખ્યાલ છે કે એક રાજસ્થાનમાં રૈયતને અમુક હુકમ પસંદ નહિ પડયો તેથી રૈયતે ગામ ખાલી કરવાનું શરૂ કર્યું. રાજા ગભરાયો, રૈયતની પાસે માફી માગી અને હુકમ પાછો ખેંચ્યો. આવા દાખલા તો ઘણા મળી શકે છે. પણ તે મુખ્યત્વે કરીને ભરતભૂમિનો જ પાક હોય. આવી જ્યાં રૈયત છે, ત્યાં સ્વરાજ્ય છે. તે વિનાનું સ્વરાજ્ય તે કુરાજ્ય છે.

વા: ત્યારે તમે એમ કહેશો કે આપણે શરીર કસવાની જરૂર જ નથી?

અ: એવું તમે કયાં જોયું ? શરીર કસ્યા વિના સત્યાગ્રહી થવું એ મુશ્કેલ છે. ઘણે ભાગે જે શરીર પંપાળીને નબળાં કરી નાંખ્યાં છે, તે શરીરમાં જે મન રહે છે તે પણ નબળું હોય છે. ને જ્યાં મનોબળ નથી ત્યાં આત્મબળ કયાંથી હોય ? આપણે બાળલગ્ન વગેરેનો તથા આળપંપાળવાળી રહેણીનો કુચાલ કહાડી શરીર તો સજવાં જ જોઇશે. રેંજીપેંજી માણસને એકાએક તોપને મ્હોડે ચડવાનું હું કહીશ તો તે તો મારી હાંસી કરાવવાનું થશે.

વા: તમે કહો છો તે જોતાં વળી એમ લાગે છે કે 'સત્યાગ્રહી થવું એ કાંઇ જેવી તેવી વાત નથી. અને જો એમ હોય તો સત્યાગ્રહી કેમ થવાય એ તમારે સમજાવવાની જરૂર છે.

અ: સત્યાગ્રહી થવું એ સ્હેલું છે. પણ જેટલું સ્હેલું છે તેટલું જ કઠણ છે. ચૌદ વર્ષનો છોકરો સત્યાગ્રહી બન્યો એ મેં અનુભવ્યું છે. રોગી માણસ સત્યાગ્રહી થયા એ પણ જોયું. શરીરે જોરાવર અને બીજી રીતે સુખી તે માણસ નથી થઇ શકયા એ પણ જોયું.

અનુભવે જોઉં છું કે જે માણસ દેશહિતને કારણ સત્યાગ્રહી થવા માગે છે તેણે બ્રહ્મચર્ય પાળવું જોઇએ. ગરીબાઇ ધારણ કરવી જોઇએ, સત્યનું તો સેવન કરવું જ પડે અને તેનામાં નિર્ભયતા આવવી જોઇએ.

બ્રહ્મચર્ય એ મહાવ્રત છે અને તે વિના મનની ગાંઠ સજ્જડ થનાર નથી. અબ્રહ્મચર્યથી માણસ અવીર્યવાન, બાયલો અને હીણો થાય છે. જેનું મન વિષયમાં ભમે છે, તેનાથી કશી દોડ થવાની નથી. આ વાત અગણિત દાખલાથી બતાવી શકાય છે. ત્યારે ઘર સંસારીએ શું કરવું એ સવાલ ઉભો થાય છે. પણ તે ઉભો થવાની કશી જરૂર નથી. ઘર સંસારીએ સંગ કર્યો તે વિષય નથી એમ

કોઈ કહી શકતું નથી. પ્રજાની ઉત્પત્તિને ખાતર જ સ્વસ્ત્રીસંગ કહ્યો છે. ત્યારે સત્યાગ્રહીને પ્રજોત્પત્તિની વાસના ન ઘટે. તેથી સંસારી છતાં બ્રહ્મચર્ય પાળી શકે છે. આ વાત વધારે સ્પષ્ટ કરીને લખવા જેવી નથી. સ્ત્રીનો શો વિચાર છે ? કેમ એ બધું થાય ? આ વિચારો ઉત્પન્ન થાય છે. છતાં જેને મહાકાર્યમાં ભાગ લેવો છે, તેને એ સવાલનું નિરાકરણ કર્યા વિના છુટકો જ નથી.

જેમ બ્રહ્મચર્યની જરૂર છે તેમજ ગરીબાઇ લેવાની જરૂર છે. પૈસાનો લોભ અને સત્યાગ્રહનું સેવન એ બની શકે તેમ નથી. પણ જેની પાસે પૈસો છે તેણે તે ફેંકી દેવો એવું સમજાવવનો અહિં હેતુ નથી. પણ પૈસાને વિષે બેદરકાર રહેવાની જરૂર છે. સત્યાગ્રહનું સેવન કરતાં પૈસો ચાલ્યો જાય તો બેફિકર રહેવું ઘટે છે.

સત્યનું સેવન ન કરે તે સત્યનું બળ કેમ દેખાડી શકે ? એટલે સત્યની તો બરોબર જરૂર પડશે જ. ગમે તેટલું નુકશાન થતું હોય તો પણ સત્યને નહિ છોડી શકાય, સત્યને કાંઇ સંતાડવાનું ન જ હોય એટલે સત્યાગ્રહીને છુપી સેના ન જ હોઇ શકે. આ સંબંધમાં જીવ બચાવવા જુઠું બોલવું કે નહિ એવો વિચાર મનમાં ન લાવતા, જેને જુઠાનો બચાવ કરવો છે એજ એવા સવાલ ફોકટ ઉઠાવે છે. જેને સત્યનો જ રસ્તો લેવો છે તેને એવાં ધર્મ સંકટ આવતાં નથી, તેવી કફોડી સ્થિતિમાં આવી પડે તો પણ સત્યવાદી માણસ ઉગરી જાય છે.

અભયતા વિના તો સત્યાગ્રહીની ગાડી એક ડગલું પણ નહિ ચાલી શકે, અભય સર્વથા અને સર્વ વસ્તુ બાબત ઘટશે, માલનો, ખોટા મોહનો, સગાંસાઇનો, રાજદરબારનો, જખમનો, મરણનો અભય હોય ત્યારે જ સત્યાગ્રહ પાળી શકાય.

આ બધું કરવું મુશ્કેલ છે; એમ માનીને છોડી દેવાનું નથી. માથે આવી પડેલું સહી લેવાની શકિત કુદરતે માણસ માત્રમાં મુકેલી છે. આવા ગુણ દેશસેવા ન કરવી હોય તેને પણ સેવવા યોગ્ય છે.

ઉપરાંત એટલું પણ સમજાય તેમ છે કે જેને હથીઆરબળ મેળવવું હશે તેને પણ આટલી વસ્તુની જરૂર પડશે. રણવીર થવું એ કંઇ બધાને ઇચ્છા થઇ કે તુરત સાંપડી જાય એવું નથી. લડવૈયાને બ્રહ્મચર્ય પાળવું પડશે. ભીખારી થવું પડશે. રણમાં અભયતા ન હોય તે લડી રહ્યા. તેને સત્યવ્રત પાળવાની તેટલી જરૂર ન જણાય એમ વખતે કોઇને લાગશે. પણ જ્યાં અભયતા છે, ત્યાં સત્યતા સ્હેજે વસે છે. સત્ય જ્યારે માણુસ છોડે છે, ત્યારે તે કોઇ પણ પ્રકારના ભયને લીધે જ છોડે છે.

એટલે આ ચાર ગુણથી ડરી જવાનું પ્રયોજન નથી. વળી કેટલોક ફોકટ પ્રયાસ તલવારબાજને કરવો રહ્યો, તે સત્યાગ્રહીને રહેતો નથી. જેટલો બીજો પ્રયાસ તલવારબાજને કરવો પડે છે તેનું કારણ ભય છે. જો તેને તદ્દન અભયતા આવે તો તેજ ઘડી તેની તલવાર તેના હાથમાંથી પડી જાય. તે ટેકાની તેને જરૂર રહેતી નથી. જેને વેર નહિ તેને તલવાર નહિ. સિંહની સામે આવનાર માણસથી એની મેળેજ લાકડી ઉંચકાઇ ગઇ તે માણસે જોયું કે તેણે અભયતાનો પાઠ માત્ર મ્હોડે કર્યો હતો. તે દહાડે તેણે લાકડી છોડી અને અભય થયો.

# પ્રકરણ ૧૮

## કેળવણી.

**વા:** તમે આટલું બધું બોલ્યા તેમાં તમે કયાંએ કેળવણીની તો જરૂર જ ન બતાવી. આપણે કેળવણીની ખામીની હંમેશાં રવ ખાઇએ છીએ. ફરજીઆત કેળવણી આપવાની હિલચાલ આખા હિંદુસ્તાનમાં જોઇએ છીએ. મહારાજા ગાયકવાડે ફરજિયાત કેળવણી કરી છે તેની તરફ બધાની આંખ દોરવાઇ છે. આપણે તેમનો ધન્યવાદ આપીએ છીએ. આ બધો પ્રયાસ શું વૃથા સમજવો ?

**અ:** જો આપણે આપણો સુધારો સર્વોત્તમ માનીએ તો મારે દિલગીરી પૂર્વક કહેવું પડશે કે એ પ્રયાસ ઘણે ભાગે વૃથા છે. મહારાજા સાહેબ તથા આપણા બીજા ધુરંધર આગેવાનો બધાને કેળવણી આપવા મથી રહ્યા છે, એમાં તેમનો હેતુ નિર્મળ છે. તેથી તેમને ધન્યવાદ જ ઘટે છે. પણ તેમના હેતુનું પરિણામ જે આવવા સંભવ છે તે આપણે ઢાંકી શકતા નથી.

કેળવણી એટલે શું ? જો એનો અર્થ અક્ષર જ્ઞાન એટલોજ હોય નો તે તો એક હથીઆર રૂપ થયું તેનો સદુપયોગ પણ થાય અને દુરૂપયોગ પણ થાય. એક હથીઆરથી વાઢકાપ કરીને દરદીને સાજો કરાય. તેજ હથીઆર જાન લેવાને સારૂ વપરાય. એમ જ અક્ષર જ્ઞાન છે. એનો ઉપયોગ ઘણા માણસો કરે છે તે તો આપણે જોઇએ છીએ. તેનો સદુપયોગ પ્રમાણમાં ઓછા જ માણસો કરે છે. આ વાત બરાબર હોય તો એમ સિદ્ધ થાય છે કે અક્ષરજ્ઞાનથી દુનિયાને ફાયદાને બદલે હાની થઇ છે.

સાધારણ અર્થ કેળવણીનો અક્ષર જ્ઞાન એ જ છે. લોકોને લખતાં વાંચતાં હિસાબ ગણતાં શીખવવું એ મૂળ અથવા પ્રથમિક કેળવણી કહેવાય છે. એક ખેડુત પ્રમાણિકપણે ખેતી કરી રોટી કમાય છે તેને સાધારણ દુન્યવી જ્ઞાન છે. તેણે માબાપ પ્રત્યે કેમ વર્તવું, પોતાની સ્ત્રી પ્રત્યે કેમ વર્તવું છોકરાં તરફ કેમ ચાલવું જે ગામડામાં તે વસે છે ત્યાં કેમ રીતભાત રાખવી આ બધાનું જ્ઞાન તેને પૂરતું છે. એ નિતીના નિયમો સમજે છે અને પાળે છે. પણ તેને પોતાની સહી કરતાં આવડતી નથી. આ માણસને તમે અક્ષરજ્ઞાન આપી શું કરવા માગો છો? તેના સુખમાં શો વધારો કરશો? તેના ઝુંપડાનો કે તેની સ્થિતિનો તમારે અસંતોષ ઉપજાવવો છે? તેમ કરવું હોય તોપણ તમારે તેને અક્ષર જ્ઞાન આપવાની જરૂર નથી. પશ્ચિમના પ્રતાપમાં દબાઇ જઇ આપણે લપ ભાગીએ કે લોકોને કેળવણી આપવી. પણ તેમાં આગળ પાછળનો વિચાર કરતા નથી.

હવે ઉંચી કેળવણી લઇએ. હું ભૂગોળવિદ્યા શીખ્યો, ખગોળવિદ્યા શીખ્યો, બીજ ગણીત મને આવડયું, મેં ભૂમીતિનું જ્ઞાન લીધું, ભુસીરવિદ્યાને ભુસી બાળી તેથી શું મેં મારૂં ઉજાળયું અને મારી આસપાસનાને શું ઉજાળ્યા? મેં તે જ્ઞાન શા હેતુથી લીધું? તેમાં મને શો ફાયદો થયો? અંગ્રેજના જ એક વિદ્વાને ( હકસ્લીએ ) આ પ્રમાણે કેળવણી વિષે કહ્યું છે "તે માણસને ખરી કેળવણી મળી છે કે જે માણસનું શરીર એવું કેળવાયું છે કે તે તેના અંકુશમાં રહી શકે છે. તે શરીર ચેનથી અને સરળતાથી તેને સોંપેલું કામ કરે છે. તે માણસને ખરી કેળવણી મળી છે કે જેની બુદ્ધિ શુદ્ધ છે, શાન્ત છે અને ન્યાયદર્શી છે. તે માણુસે ખરી કેળવણી લીધી છે

કે જેની ઇંદ્રિયો તેને વશ છે; જેની અંતરવૃત્તિ વિશુદ્ધ છે અને જે માણસ નીચ કામને ધિક્કારે છે તથા બીજાને પોતાના સરખા ગણે છે, આવો માણસ ખરો કેળવાયલો ગણાય. કેમકે તે કુદરતના નિયમ પ્રમાણે ચાલે છે. કુદરત તેનો સારો ઉપયોગ કરશે અને કુદરતનો તે સારો ઉપયોગ કરશે" જો આ ખરી કેળવણી હોય તો મારે સોગન પૂર્વક કહેવું જોઇએ કે ઉપર હું જે શાસ્ત્રો ગણાવી ગયો તેનો ઉપયોગ મારા શરીરને કે મારી ઇંદ્રિયોને વશ કરવામાં મારે નથી કરવો પડયો એટલે પ્રાથમિક કેળવણી લ્યો કે ઉંચી કેળવણી લ્યો, પણ તેનો ઉપયોગ મુખ્ય વાતમાં નથી આવતો. તેથી આપણે માણસ નથી બનતા. તેથી આપણે આપણું કર્તવ્ય નથી જાણતા.

વાઃ જ્યારે એમજ છે ત્યારે તમને મારે સવાલ પૂછવો પડશે તમે આ બધું બોલો છો તે શાના પ્રતાપ? તમે અક્ષરજ્ઞાન અને ઉંચી કેળવણી ન લીધી હત તો તમો કેમ સમજાવી શક્ત?

અઃ તમે ઠીક સપાટો માર્યો છે પણ મારો જવાબ તમને સીધો જ . જો મેં ઉંચી કે નીચી કેળવણી ન લીધી હત તો કંઇ હું નિરૂપયોગી થાત એમ હું માનતો નથી. હવે બોલીને ઉપયોગી થાઉં છું એવું અભિમાન રાખતો નથી. પણ હું ઉપયોગી થવાની ઇચ્છા રાખુ છું તેમ કરતાં જે ભણ્યો છું. તેને કામે લગાડું છું અને તેનો ઉપયોગ, જો તે ઉપયોગ હોય તો, હું મારા કરોડો ભાઇઓને નથી આપી શકતો, પણ માત્ર ત માર જેવા ભણેલાઓને આપું છું તેમાં પણ મારા વિચારને ટેકો મળે છે. તમે અને હું બન્ને ખોટી કેળવણીના પંજામાં ફસાયા. હું તેમાંથી મન મુક્ત થયેલો માનું છું. હવે તે અનુભવ તમને આપું છું. ને તે આપતાં લીધેલી કેળવણીના ઉપયોગ કરી તમને તેનો સડો બતાવું છું.

વળી તમે મને સપાટો મારવામાં ભૂલ્યા છો. કેમ કે મેં કંઇ અક્ષરજ્ઞાનને દરેક સ્થિતિ માટે વખોડયું નથી. માત્ર એટલું જ બતાવ્યું છે, કે તે જ્ઞાનની આપણે મૂર્તિપૂજા નથી કરવાની. તે કંઇ આપણી કામધુક નથી. તેની જગ્યાએ તે શોભી શકે છે. અને તે જગા તો એ છે કે જ્યારે મેં અને તમે આપણી ઇન્દ્રિયોને વશ કરી હોય, જ્યારે આપણે નીતિનો મજબુત પાયો નાંખીએ ત્યારે અક્ષરજ્ઞાન લેવાની ઇચ્છા થાય તો તે લઇને તેનો સદુપયોગ કરી શકીએ ખરા. તે આભુષણ રૂપે ઠીક લાગવા સંભવ છે, પણ જો અક્ષરજ્ઞાનનો એ ઉપયોગ હોય તો આપણે તેવી કેળવણી ફરજીયાત આપવાની જરૂર નથી રહેતી. આપણી પુરાણી નીશાળો બસ છે. તેમાં નીતિ કેળવણીને પ્રથમ મૂકી છે, તે પ્રાથમિક કેળવણી છે તેની ઉપર જે ચણતર કરશું તે નભી શકશે.

વાઃ ત્યારે અંગ્રેજી કેળવણીનો ઉપયોગ સ્વરાજ્યને સારૂ તમે ગણતા નથી એ હું બરોબર સમજું છું ?

અ: હા અને ના એવો મારો જવાબ છે. કરોડો માણસોને અંગ્રેજી કેળવણી દેવી એ તેને ગુલામીમાં નાખવા બરાબર છે, મેકૉલેએ જે પાયો નાખ્યો તે ખરૂં જોતાં ગુલામીનો પાયો હતો. તેણે એવું સમજીને પોતાનો લેખ ઘડયો એમ હું નથી સમજાવતો, પણ તેના કાર્યનું એ જ પરિણામ આવ્યું છે. આપણે સ્વરાજ્યની વાત પરભાષામાં કરીએ છીએ એ કેવી કંગાળીઅત ?

જે કેળવણી અંગ્રેજોએ ઉતાર છે તે આપણો શણગાર બને છે એ જાણવા જેવું છે તેઓમાં જ વિદ્વાનો બોલ્યા કરે છે કે આ સારૂં નથી, ને સારૂં નથી. કેળવણીના ધોરણો ફર્યાજ કરે છે, આપણે તો તેઓ જે ભુલી ગયા જેવા હોય તેને પણ અજ્ઞાનપણે

વળગી રહીએ છીએ, તેઓમાં સહુ સહુની ભાષા વધારવાને મહેનત થાય છે. વેલ્સ એ એક ઇંગ્લંડનું પરગણું, તેની ભાષા ધુળ જેવી ગણાય તેનો જીર્ણોદ્ધાર હવે થઈ રહ્યો છે. વેલ્સના છોકરાની પાસે વેલ્સ બોલાવવું એવો પ્રયાસ ચાલે છે, તેમાં ઇંગ્લંડનો ખજાનચી લોઇડ જ્યોર્જ મુખ્ય નાળી લે છે. ત્યારે આપણી દશા કેવી છે? આપણે એક બીજાને કાગળ લખીએ તે ભૂલ ભરેલા અંગ્રેજીમાં. આવા ખોડવાળા અંગ્રેજીમાંથી સાધારણ એમ૦ એ૦ પણ મુક્ત નથી. આપણે સરસમાં સરસ વિચાર બતાવવાનું વાહન તે અંગ્રેજી. આપણી કોન્ગ્રેસ તે અંગ્રેજીમાં ચાલે. આપણા સરસ છાપાં તે અંગ્રેજીમાં. જો આવું લાંબી મુદત ચાલશે તો આપણી પછીની પ્રજા આપણો તિરસ્કાર કરશે. અને તેમનો શાપ આપણા આત્માને લાગશે એમ મારૂં માનવું છે.

તમારે સમજવા જેવું છે કે અંગ્રેજી કેળવણી લઇને આપણે પ્રજાને ગુલામ બનાવી છે. અંગ્રેજી કેળવણીથી દંભ, રાગ, જુલમ વગેરે વધ્યાં. અંગ્રેજી ભણેલાએ લોકોને ધુતવામાં તેઓને ત્રાસ આપવામાં મણા નથી રાખી. હવે તેઓને સારૂં કાંઇક કરીએ છીએ તો તે આપણે જો આપણે કરેલા કરજનો કટકો વાળીએ છીએ.

એ કાંઇ થોડી જુલમની વાત છે કે પોતાના દેશમાં મારે ઇન્સાફ મેળવવો હોય તો મારે અંગ્રેજી ભાષા વાપરવી પડે? હું જ્યારે બેરીસ્ટર થાઉં ત્યારે મારાથી સ્વભાષામાં બોલાય નહિ! મારી પાસે બીજા માણસે તરજુમો કરવો જોઇએ. આ કાંઇ થોડો દંભ? આ ગુલામીની સીમા નથી તો શું છે? તેમાં હું અંગ્રેજનો દોષ કહાડું કે મારા પોતાનો? હિંદુસ્તાનને ગુલામ બનાવનાર તો આપણે અંગ્રેજી જાણનાર છીએ. પ્રજાની હાય અંગ્રેજની ઉપર નથી પડવાની પણ આપણી ઉપર પડવાની છે.

પણ મેં તમને કહ્યું કે મારો જવાબ હા અને નાનો છે, હા કેમ તે સમજાવી ગયો.

ના કેમ તે હવે કહું છું, આપણે દર્દમાં એવા ઘેરાઈ ગયા છીએ કે તદન અંગ્રેજી કેળવણી લીધા વિના ચાલે એવો સમય રહ્યો નથી. જેણે તે કેળવણી લીધી છે તે તેનો સદ્ઉપયોગ કરે. પોતે તેનો ઉપયોગ માની જરૂર જણાય ત્યાં કરે. અંગ્રેજોની સાથે વ્યવહારમાં બીજા હિંદી જેની ભાષા આપણે ન સમજીએ તેને સારૂ અને અંગ્રેજો પોતે પોતાના સુધારાથી કેવા કાયર થયા છે તે જાણવા સારૂ જેઓ અંગ્રેજી ભણ્યા છે તેણે તેનો ઉપયોગ કરવો. પ્રથમ નીતિ શીખવવી સ્વભાષા શીખવવી, અને હિંદની બીજી ભાષાઓ શીખવવી. પ્રજા જ્યારે પાકી ઉમરે પહોંચે ત્યારે ભલે અંગ્રેજી કેળવણી લે. પણ તે માત્ર તેનું છેદન કરવાના ઇરાદાથી, તેમાંથી પૈસા પ્રાપ્ત કરવાના ઇરાદાથી નહિ. આમ કરતાં પણ આપણે વિચારવું પડશે કે અંગ્રેજી શું શીખવું અને શું ન શીખવું કયા શાસ્ત્રોનો અભ્યાસ કરવો તે વિચારવું પડશે સહજ ખ્યાલ કરતાં જણાઇ રહેશે કે જો અંગ્રેજી ડીગ્રી વગેરે લેતાં આપણે બંધ થઇ જઇએ તો અંગ્રેજી રાજ્યાધિકારી ચમકશે.

વાઃ ત્યારે કેળવણી કેવી આપવી ?

અઃ એનો જવાબ ઉપર કંઇક આવી ગયો, છતાં વધુ વિચારીએ. મને લાગે છે કે આપણે આપણી બધી ભાષાને ઉજ્જવળ કરવી ઘટે છે. આપણી ભાષામાં આપણે કેળવણી લેવી તે શું તેનો વિસ્તાર કરવાની આ જગા નથી ? આપણે અંગ્રેજી પુસ્તકો જે કામનાં છે તેનો તરજુમો કરવો પડશે. ઘણા શાસ્ત્રો શીખવાનો મિથ્યા ડોળ અને વ્હેમ છોડવાં. ધર્મ કેળવણી અથવા નીતિ કેળ

વણી તે પહેલાં હોવાં જ જોઇએ. દરેક કેળવાયલા હિંદીને સ્વભાષા, હિંદુને સંસ્કૃત, મુસલમાનને અરેબિક; પારસીને પરશીયનનું અને બધાને હિંદીનું જ્ઞાન હોવાં જોઇએ. કેટલાક હિંદુએ અરેબિક તથા કેટલાક મુસલમાનો અને પારસીએ સંસ્કૃત શીખવું જોઇએ. ઘણા ઉત્તર અને પશ્ચિમ હિંદુસ્તાનના હિંદીઓએ તામીલ શીખવું જોઇએ. આખી હિંદુસ્તાનને માટે સામાન્ય ભાષા હિંદી હોવી જોઇએ. તે ઉર્દુ અથવા નાગરી લીપીમાં લખવાની છુટ ઘટે છે. હિંદુ મુસલમાનના વિચાર ઠીક રહે તેથી આ બન્ને લીપી ઘણા હિંદીએ જાણી લેવાની જરૂર છે. આમ થતાં આપણે એક બીજાની સાથે વ્યવહાર રાખવામાં અંગ્રેજીને હંકારી શકશું.

અને આ બધું પણ કોને સારૂ છે? જેઓ ગુલામ થયા છીએ તેને સારૂં છે. આપણી ગુલામીએ પ્રજા ગુલામ થઈ છે, આપણે છુટીએ તો પ્રજા છુટી જ છે.

વાઃ તમે ધર્મ કેળવણીની વાત કરી તે ભારે પડતી છે.

અઃ છતાં તે વિના છુટકો નથી, હિંદુસ્તાન કદી નાસ્તિક બનવાનું નથી. નાસ્તિકનો પાક હિંદી ભૂમિને ભાવતો નથી. કામ વિકટ છે. ધર્મની કેળવણીનો વિચાર કરતાં માથું ફરવા લાગે છે. ધર્માચાર્યો દંભી અને સ્વાર્થી જોવામાં આવે છે. તેઓને આપણે વિનવવા પડશે, મુલ્લાં, દસ્તુર અને બ્રાહ્મણના હાથમાં તે ચાવી છે પણ જો તેઓને સદ્બુદ્ધિ ન આવે તો અંગ્રેજી કેળવણીથી જે ઉત્સાહ આપણને આવ્યો છે તે ઉત્સાહ વાપરી આપણે લોકોને નીતિની કેળવણી આપી શકીએ છીએ. આ બહુ મુસ્કલીની વાત નથી. હિંદી દરિયાની કીનારીને મેલ લાગ્યો છે. તે મેલમાં જે ખર-

ડાયા છે તેને સાફ થવું રહ્યું છે તેવા આપણે, તે પોતાની મેળે પણ ઘણે ભાગે સાફ થઇ શકીએ છીએ. મારી ટીકા કંઇ કરોડોને સારૂ ન . હિંદુસ્તાનને મૂળ દિશા ઉપર લાવવામાં આપણે મૂળ દિશામાં આવવું રહ્યું. બાકી કરોડો તો મૂળ દિશામાં છે, તેમાં સુધારા બગાડા વધારા કાળાનુક્રમે થયાં જ કરશે. પશ્ચિમના સુધારાને હાંકી કહાડવો એજ પ્રયત્ન કરવું રહ્યું છે, બીજું એની મેળે આવી રહેશે.

---

## પ્રકરણ ૧૯

---

### સાંચાકામ.

વા: તમે પશ્ચિમના સુધારાને હાંકી કહાડવાની વાત કરો છો ત્યારે તો એમ કહેશો કે સાંચાકામ માત્ર આપણુને ન જોઇએ.

અ: તમે આ સવાલ કરી મને જે ઘા લાગ્યો હતો તે તાજો કર્યો છે. મી૰ રમેશચંદ્ર દત્તનું પુસ્તક હિંદનો આર્થિક ઇતિહાસ વાંચ્યું ત્યારે મને ઓછું આવ્યું હતું. તેનો પાછો વિચાર કરૂં છું, ત્યારે મારૂં દિલ ભરાઇ આવે છે સાંચાકામનો સપટો લાગ્યો ત્યારે તો હિંદુસ્તાન પાયમલ થયું, માંચેસ્ટરે આપણને જે નુકશાન પહોંચાડયું છે તેની હદ બાંધી શકાતી નથી હિંદુસ્તાનમાંથી કારીગરી લગભગ ગઇ તે તો માંચેસ્ટરનું જ કામ.

પણ હું ભૂલું છું, માંચેસ્ટરને દોષ કેમ દેવાય ? આપણે તેનાં કપડાં પહેર્યાં ત્યારે માંચેસ્ટરે વણ્યાં. બંગાળાની બહાદુરીનું જ્યારે મેં વર્ણન વાંચ્યું ત્યારે મને હર્ષ થયો. બંગાળમાં કાપડની મીલો નથી તો અસલ ધંધો પાછો પકડી લીધો બંગાળી મુંબઇની મીલને

ઉત્તેજન આપે છે તે ઠીક જ છે. પણ જો બંગાળે સંચાકામ માત્રની આભછેટ ( બોયકોટ ) રાખી હોત તો હજુ વિશેષ ઠીક થાત.

સંચાએ યુરોપને ઉજ્જડ કરવા માંડયું છે, ને તેનો વાપરો હિંદુસ્તાનમાં છે. સંચો એ આધુનિક સુધારાની મુખ્ય નિશાની છે, ને તે મહાપાપ છે એમ હું તો ચોકખું જોઇ શકું છું.

મુંબઇની મીલોમાં જે મજુરો કામ કરે છે તે ગુલામ બન્યા છે. જે બૈરાંઓ તેમાં કામ કરે છે તેની દશા જોઇને હરકોઇને કમકમાટી આવશે. મીલનો વર્ષાદ ન વર્ષ્યો ત્યારે કંઇ તે ઓરતો ભૂખે નહતી મરતી આ સંચાનો વાપરો વધે તો હિંદુસ્તાનની બહુ દુઃખી દશા થશે, મારી વાત ભારે પડતી જણાશે પણ મારે કહેવું જોઇએ છે કે આપણે હિંદુસ્તાનમાં મીલો કરીએ તેના કરતાં માંચેસ્ટર પૈસા મોકલી તેનું સડેલું કાપડ વાપરવું એ ભલું છે, કેમ કે તેનું કાપડ વાપરવાથી આપણો પૈસો જ જશે. આપણે હિંદુસ્તાનમાં માંચેસ્ટર સ્થાપવાથી આપણો પૈસો હિંદમાં રહેશે; પણ તે પૈસા આપણું લોહી લેશે, કેમ કે આપણી નીતિ લઇ જશે. જેઓ મીલોમાં કામ કરે છે તેની નીતિ કેવી છે તે તેઓને પૂછવું. જેઓએ તેએમાંથી પૈસો એકઠો કર્યો છે, તેઓની નીતિ બીજા પૈસાદાર કરતાં સરસ હોવાનો સંભવ નથી. અમેરીકાના રૉકફેલર કરતાં હિંદુના રૉકફેલર કંઇ ઉતરે એમ માનવું એ તો અજ્ઞાન જ ગણાય. ગરીબ હિંદુસ્તાન છુટી શકશે પમ અનીતિથી થયેલું પૈસાદાર હિંદુસ્તાન છુટનાર નથી.

મને તો લાગે છે કે આપણે કબુલ કરવું પડશે કે અંગ્રેજી રાજ્યને નીભાવી રાખનાર તે પૈસાદાર માણસો છે. તેઓનો સ્વાર્થ તેવી

સ્થિતિમાં રહેલો છે. પૈસો માણુસને રાંક બનાવે છે. એની બીજી વસ્તુ તો દુનિયામાં વિષય છે. એન્ને વિષ જ છે. તેનો દંશ સર્પના કરતાં ભૂંડો છે. સર્પ કરડે ત્યારે દેહ લઇને છુટકો કરે છે. પૈસા અથવા વિષય કરડે છે ત્યારે દેહ, જીવ, મન બધું લેતાં પણુ છુટકારો થતો નથી. એટલે આપણું દેશમાં મીલો થાય તેથી ખાસ રાજી થવા જેવું રહેતું નથી.

વા: ત્યારે શું મીલને બંધ કરી દેવી ?

અ: એ વાત મુશ્કેલ છે. સ્થાયી થએલી વસ્તુને કહાડવી એ ભારે પડતું છે. તેથી કાર્યનો અનારંભ તે પ્રથમ ડહાપણુમાં ગણાયલું છે. મીલ. ના ધણીની ઉપર આપણે તિરસ્કારની નજરે નથી જોઇ શકતા. તેઓની ઉપર દયા ખાઇએ. તેઓ એકાએક મીલ છોડી દે એ તો ન બને પણુ આપણે તેઓને સાહસ ન વધારવાની અરજી કરી શકીએ છીએ. એ તો ભલાઇ કરે. તેઓ પોતે પોતાનું કામ ધીમે ધીમે ટુંકું કરે. તેઓ પોતેજ જુના, પ્રૌઢ, પવિત્ર રેંટીઆ ઘેર ઘેર સ્થાપી શકે છે. લોકોનું વણેલું કાપડ લઇ વેચી શકે છે.

તેઓ તેમ ન કરે તો પણુ લોકો પોતે સંચાકામની વસ્તુ વાપરતા બંધ થઇ શકે છે.

વા: એ તો કાપડનું કહ્યું, પણુ સાંચાની તો અસંખ્ય વસ્તુ છે. તે કાં તો પરદેશથી લેવી કાં તો આપણે તેવા સંચા દાખલ કરવા.

અ: ખરેખર ! આપણા દેવતા પણુ જર્મનીના સંચામાં ઘડાઇને આવે છે એટલે પછી દીવાસળી ને ટાંકણીથી કરી કાચના ઝુમરની શી વાત કરવી ? મારો જવાબ તો એકજ છે. જ્યારે એ બધી વસ્તુ સંચાથી ન હતી બની ત્યારે હિંદ શું કરતી હતી ! તેવું

આજે પણ મરશે. જ્યાં સુધી હાથે ટાંકણી નહિ બનાવીએ ત્યાં સુધી ટાંકણી વિના ચલાવીશું હાંડી ઝુમ્મરને છાંડી દઈશું. કોડીઆમાં તેલ નાંખી આપણા ખેતરમાં પાકેલા રૂની વાટ વણી બત્તી કરશું. તેમ કરતાં આંખ બચશે, પૈસા બચશે ને સ્વદેશી રહીશું. થઇશું, સ્વરાજ્યની ધુની ધખાવશું.

આ બધું બધા માણસો એકી વખતે કરશે અથવા બધા માણસો એકી વખતે સંચાની વસ્તુઓ છોડી દેશે એમ બનવાનું નથી. પણ તે વિચાર ખરો હશે તો આપણે હમેશાં શોધ કરશું. હમેશાં થોડી થોડી વસ્તુ મુકતા જઇશું; તેમ કરતાં બીજા પણ કરશે. પ્રથમ તે વિચાર બાંધવાની જરૂર છે, પછી તે પ્રમાણે કાર્ય થશે. પ્રથમ એક જ માણસ કરશે, પછી દશ, પછી સો એમ નાળીએરની વાત માફક વધ્યા જ કરશે. જે મ્હોટા કરે છે તે ન્હાના કરે છે, ને કરશે. સમજીએ તો રમત ઘણી રહેલી અને ટુંકી છે. બીજો કરે ત્યાં લગી મારે તેની રાહ જોવાની નથી. આપણે તો સમજીએ કે તુરત શરૂ કરી દેવાનું. નહિ કરે તેની ગાંઠ જશે. સમજશે છતાં નહિ કરે તે તો માત્ર દંભી ગણાશે,

વાઃ ટ્રામગાડી ને વીજળીની બત્તીનું કેમ ?

અઃ આ સવાલ તમે બહુ મોડો પૂછ્યો. એ સવાલમાં હવે કંઈ જીવ રહેતો નથી. રેલે જો આપણો નાશ કર્યો છે તો વળી ટ્રામ શું નથી કરતી ? સાંચો એ તો રાફડો છે. તેમાં એક સર્પ ન હોય પણ સેંકડો એકની પાછળ બીજા એમ લાગેલું છે. જ્યાં સંચા ત્યાં મ્હોટાં શહેર. જ્યાં મ્હોટાં શહેર ત્યાં ટ્રામગાડી ને રેલગાડી. ત્યાં વીજળીની બત્તીની જરૂર હોય ઇન્ગ્લાંડમાં પણ ગામડાંઓમાં વીજળીની-બત્તી કે ટ્રામ નથી એ તમે જાણતા હશો.

પ્રામાણિક વૈદ અને દાકતરો તમને કહી આપશે કે જ્યાં રેલગાડી, ટ્રામગાડી વગેરે સાધનો વધ્યાં છે ત્યાં લોકોની તંદુરસ્તી બગડેલી હોય છે. મને યાદ છે કે એક શહેરમાં જ્યારે પૈસાની તંગી આવી ત્યારે ટ્રામની, વકીલની તથા દાક્ટરની આવક ઘટી ને લોકો તંદુરસ્ત થયા.

સાંચાનો ગુણ તો મને એકે યાદ નથી આવતો. અવગુણથી તો ચોપડી ચીતરી શકું છું.

વા: આ બધું લખેલું સંચાની મદદથી છપાશે, તેની મદદથી વેચાશે, એ ગુણ કે અવગુણ ?

અ: ઝેરથી ઝેરનો નાશ થવાનો આ દાખલો છે એ કાંઇ સંચાનો ગુણ નથી. સંચો મરતાં મરતા બોલી જાય છે કે સાંભળજો ને ચેતજો મારામાંથી તમે લાભ નથી લેવાના. આટલો જે ઠીક પ્રયાસ સંચે કર્યો કહેવાય તે પણ માત્ર સંચાની જાળમાં ફસાયલા છે, તેનેજ લાગુ પડે છે. પણ મૂળ વાત ન ભૂલજો. સંચો એ ખરાબ વસ્તુ છે. એ મનમાં ચઢાવવું. પછી આપણે તેનું ધીમે ધીમે છેદન કરશું. એવો સરળ રસ્તો કુદરતે ઘડયો જ નથી કે જે વસ્તુની આપણને અભિલાષા થઇ કે તુરત પ્રાપ્ત થાય. સંચાની ઉપર આપણી મીઠી નજરને બદલે ઝેરી નજર પડશે તો છેવટે તે જશેજ.



# પ્રકરણ ૨૦.

## છુટકારો.

**વા:** તમારા વિચાર ઉપરથી હું એમ જોઉ છું કે તમે ત્રીજો પક્ષ સ્થાપવા માંગો છો. તમે એક્સ્ટ્રીમિસ્ટ નહિ, તમે મોડરેટ નહિ.

**અ:** એ ભૂલ થાય છે: મારા મનમાં ત્રીજા પક્ષનો વિચાર રહેતોજ નથી બધાના વિચાર સરખા નથી હોતા. મોડરેટમાં બધા એકજ વિચારના છે એમ નથી ધારવાનું. જેને નોકરી કરી છુટવું છે એને પક્ષ કેવા ? હું તો મોડરેટની સેવા કરૂં તેમજ એક્સ્ટ્રીમીસ્ટની જ્યાં તેઓનાં વિચારથી મારો મત નોખો પડે ત્યાં હું તેઓને વિનયપૂર્વક જણાવું અને મારૂં કામ કર્યે જાઉં.

**વા:** ત્યારે તમારે બન્નેને કહેવું હોય તો શું કહો ?

**અ:** એક્સ્ટ્રીમીસ્ટને હું કહું કે તમારો હેતુ હિંદને સારૂં સ્વરાજ્ય મેળવવાનો છે. સ્વરાજ્ય તમારૂં મેળવ્યું મળે તેમ નથી. સ્વરાજ્ય તો સૌએ સૌનું લેવું જોઇએ, કરવું જોઇએ. બીજા મેળવે તે સ્વરાજ્ય નથી, પણ પરરાજ્ય છે, એટલે તમે અંગ્રેજને કહાડીને સ્વરાજ્ય લીધું એમ ધારો તો તે ઠીક નથી. ખરૂં સ્વરાજ્ય જે તમે માંગો છો તે તો હું અગાઉ જણાવી ગયો છું. તે જ હોવું જોઇએ. તે તમે દારૂગોળાથી કદી લેવાના નથી. દારૂગોળો એ હિંદને સદે તેવી વસ્તુ નથી. વાસ્તે સત્યાગ્રહ ઉપર જ ભરોસો રાખવો. મનમાં એવો વહેમ પણ ન લાવો કે આપણને સ્વરાજ્ય મેળવવામાં દારૂ-ગોળાની જરૂર છે.

મોડરેટને કહું કે આપણે માત્ર આજીજી કરવા માગીએ તે તો આપણી હીણપત છે. તેમાં આપણે આપણી હલકાઈ કબુલ કરીએ છીએ અંગ્રેજી સંબંધની જરૂર છે એમ કહેવું એ આપણે ઇશ્વરના ચોર થયા બરાબર છે. આપણને ઇશ્વર સિવાય કોઇની જરૂર છે એમ તો કહેવું ઘટે નહિ. વળી સાધારણ વિચાર કરતાં પણ એમ કહેવું કે અંગ્રેજ વિના હાલ તો ન ચાલે એ અંગ્રેજને અભિમાની કરવા જેવું છે.

અંગ્રેજ ગાંસડી બાંધીને ચાલ્યા જશે તો કાંઇ હિંદુસ્તાન રાંડશે એમ જાણવાનું નથી. તેમ થતાં જેઓ દાબથી બેસી રહ્યા હશે તેઓ લડે એવો સંભવ છે ભરનીંગળને દબાવવાથી કશો ફાયદો નથી. તે તો ફુટયે જ છુટકો. એટલે જો આપણે માંહોમાંહે લડવાનું સરજ્યું હશે તો લડી મરશું. તેમાં બીજાએ નબળાને બચાવવાના બહાનાથી પડવાની જરૂર નથી. તેમાં તો આપણું નખોદ વળ્યું છે. નબળાનો એમ બચાવ કરવો તે નબળાને વધારે નબળા બનાવવા જેવું

આ વિચાર મોડરેટને બરાબર કરવો ઘટે છે. તે વિના સ્વરાજ્ય

એક અંગ્રેજી પાદરીએ કહેલા શબ્દો તેઓને હું યાદ

...જે સ્વરાજ્ય ભોગવતાં અંધેર હોય તે સહન

છે. –

...જાની સફાઇ તે દરિદ્રતા છે." માત્ર

હોય નહિ. ...

...સ્વરાજ્યનો અર્થ જુદો છે.

આપીશ કે "આ...

કરવા જેવું છે. પશુ પર ... ...કે દાબ માગતા નથી.

તે પાદરીના સ્વરાજ્યનો અને હિ... એક્સ્ટ્રીમીસ્ટ તથા

આપણે ગોરાનો કે હિંદીનો કોઇનો જુલ... ...થી બીવાની

ડુબતાને તરતાં શીખવવાનું છે. આમ બને તો –

મોડરેટ બન્ને મળે–મળી શકે–મળવા જોઇએ. એક બીજા.

કે અવિશ્વાસ રાખવાની જરૂર નથી.

વા: એટલું તમે બે પક્ષને કહો. અંગ્રેજને શું: કહેશો !

**અ:** તેમને હું વિનયપૂર્વક કહીશ કે તમે મારા રાજા ખરા તમે તમારી તરવારથી છો કે મારી ઇચ્છાથી છો તે તકરારની ચર્ચા કરવાની મારે જરૂર નથી. તમે મારા દેશમાં રહો તે ા મ ા દ્વેષ નથી. તમારે રાજા છતાં નોકર થઇને રહેવું પડશે, તમારૂં કહ્યું અમે નહિ પણ અમારૂં કહ્યું તમારે કરવું પડશે, આજ લગી તમે આ દેશમાંથી જે ધન લઇ ગયા તે તમને પચ્યું. પણ હવે તેમ તમે કરશે। એ નહિ ફાવે. તમે હિંદુસ્તાનનું સીપાઇગરૂં કરવાની ઇચ્છા રાખો તો રહી શકાય તેવુ છે, તમારે અમારી સાથે વેપારની લાલચ છોડવી. તમે જે સુધારાની હિમાયતી કરો છો તેને અમે કુધારો જાણીએ છીએ. અમારા સુધારાને અમે તમારા કરતાં અત્યંત ચડીઆતો માનીએ છીએ. તેમ તમને સુઝી આવે તો તમારો લાભ છે, તેમ તમને ન સુઝે તોપણ તમારી જ કહેવત પ્રમાણે તમારે અમારા દેશમાં દેશી થઇને રહેવું જોઇએ તમારાથી અમારા ધર્મને બાધ આવે તેમ ન થવું જોઇએ. તમારો ધર્મ છે કે તમારે રાજયકર્તા હોઇ હિંદુઓના માનને ખાતર ગાયના માંસનો આહાર છોડવો. અને મુસલમાનના માનને ખાતર તમારે ભુરા જનાવરોનો આહાર છોડવો. અમે દબાયલા તેથી બોલી શકયા નથી. પણ અમારી લાગણી નથી દુખાઇ એમ તમારે સમજવાનું નથી અમે સ્વાર્થ કે બીજા ભયથી તમને કહી નથી શકયા. પણ હવે કહેવું એ અમારી ફરજ છે. તમે સ્થાપેલી નીશાળોને અદાલતો કંઇ કામ ા નથી, એમ માનીએ છીએ. તેને બદલે અમારી અસલી અદાલતો અને શાળાઓ હતી તે અમારે જોઇશે.

હિંદુસ્તાનની ભાષા અંગ્રેજી નથી પણ હિંદી છે. તે તમારે શીખવી પડશે. ને અમે તો તમારી સાથે વ્યવહાર અમારી ભાષામાં

જ રાખી શકશું. તમે રેલ્વે ને સેન્જરેમાં અખુટ પૈસા વાપરો છો. તે અમે દેખી શકતા નથી. અમને તેની જરૂર નથી જણાતી. રૂશીઆની બીક તમને હશે. અમને નથી. તે આવશે ત્યારે અમે જોઇ લઇશું. તમે હશે તો આપણે સાથે જોઈ લઇશું. અમારે વીલાયતી કે યુરોપી કાપડ ન જોઇએ, આ દેશમાં પેદા થયેલી વસ્તુઓથી અમે ચલાવી લઇશું તમારાથી એક આંખ માંચેસ્ટર ઉપર અને બીજી અમારી ઉપર એમ નહિ પરવડે. તમારો અને અમારો એક જ સ્વાર્થ છે, એમ તમે વર્તો ત્યારે સાથે ચાલી શકશે.

તમારી સાથે આ વાત તોછડાઇથી નથી. કરી તમારી પાસે હવે આત્મબળ છે. નૌકાસૈન્ય ભારે છે. તેમની સાથે અમે તેવાજ બળથી નહિ લડીએ પણ જો તમને ઉપલી વાત કબુલ નહિ હોય તો અમે તમારી સાથે નહી રમીએ, તમારી મરજીમાં આવ તો અને અને તો તમે અમને કાપજો. મરજીમાં આવે તો તોપે ઉડાવજો. અમને જે પસંદ નથી તે તમે કરો તેમાં અમે મદદ નથી કરવાના. ને અમારી મદદ સિવાય તમારાથી ડગ ભરી શકાય તેમ નથી.

આ વાત તમે તમારી સત્તાના મદમાં હસી કહાડશો એવો સંભવ છે " આજકાલમાં તમારૂં હસવું મિથ્યા છે એમ તો તમને નહિ દેખાડી શકાય. પણ જો અમારામાં દમ હશે તો તમે જોશો કે તમારો મદ નકામો છે ને તમારૂ હસવું તે વિપરીત બુદ્ધની નીશાની હતું.

અમે તો માનીએ કે તમે હાડે ધર્મી પ્રજાના માણસ છો. અમે તો ધર્મસ્થાનમાં જ વસીએ છીએ. તમે ને અમે કેમ સાથે થયા તે વિચાર્યુ ફોગટ છે. પણ આપણા સંબંધનો આપણે બન્ને સદુપયોગ કરી શકીએ છીએ.

તમે હિંદમાં આવનારા અગ્રેજો અંગ્રેજી પ્રજાનો ખરો નમુનો નથી. તેમ અમે અર્ધા અંગ્રેજી જેવા બનેલા હિંદીઓ પણ ખરી હિંદી પ્રજાનો નમુનો કહેવાઇ શકતા નથી અંગ્રેજી પ્રજા જો બધું સમજે તો તમારા કાર્યની સામે થાય. હિંદી પ્રજાએ તો તમારી સાથે સંબંધ થોડો જ રાખ્યો છે. તમે જો તમારો સુધારો જે કુધારો જ છે તેને છોડી તમારા ધર્મનું શોધન કરશો તો તમે જોશો કે અમારી માગણી બરાબર છે. એજ રીતે તમારાથી હિંદુસ્તાનમાં રહેવાય એમ તમે રહો. તો તમારી પાસેથી અમારે કેટલુંક શીખવાનું છે તે શીખશું અને અમારી પાસેથી તમારે ઘણું શીખવાનું છે તે શીખશો. આમ કરતાં આપણે લાભ લઇશું અને દુનિયાને લાભ કરશું. પણ તે તે જયારે આપણા સંબંધની જડ ધર્મ ક્ષેત્રમાં નંખાય ત્યારે જ બને.

વાઃ પ્રજાને શું કહેશો ?

અઃ પ્રજા તે કોણ ?

વાઃ અત્યારે તો તમે જે અર્થમાં વાપરો છો તેજ પ્રજા, એટલે જેઓ યુરોપી સુધારાથી ખરડાયલા છે, જેઓ સ્વરાજ્યની બુમ કહાડી રહ્યા છે તે.

અઃ આ પ્રજાને હું કહીશ કે જે હિંદીને ખરી ખુમારી ચ્હડી હશે તેજ અંગ્રેજને ઉપર પ્રમાણે કહી શકશે અને તેઓના રૂઆબમાં નહિ દબાય.

ખરી ખુમારી તો તેને જ ચ્હડે કે જે જ્ઞાનપૂર્વક માને કે હિંદી સુધારો તે સર્વોપરી છે અને યુરોપી સુધારો તે ત્રણ દહાડાનો તમાશો છે. એવા સુધારા તો કંઇ થઇ ગયા ને રોળાયા. કંઇ થશે ને રોળાશે.

ખરી ખુમારી તેને જ હોઇ શકે કે જે આત્મબળ અનુભવી શરીરબળથી નહિ દબાતાં નીડર રહેશે અને તોપબળને સ્વપ્ને પણ ઉપયોગ કરવા નહિ ધારે.

ખરી ખુમારી તેનેજ હશે કે જે હિંદી અત્યારની દયામણી દશાથી ખુબ અકળાયા હશે અને જેણે ઝેરનો પ્યાલો પહેલેથીજ પી લીધો હશે.

તેવા હિંદી એકજ હશે તોપણ તે ઉપર મુજબ અંગ્રેજને કહેશે અને અંગ્રેજને તે સાંભળવું જોઇશે.

ઉપરની માગણી તે માગણી નથી પણ હિંદના મનની દશા સૂચવે છે. માગ્યું નહિ મળે લીધું લેવાશે. લેવાનું બળ જોઇએ. તે બળ તો તેનેજ હશે કે જે

(૧) અંગ્રેજી ભાષાનો ઉપયોગ ન ચાલતાંજ કરશે.

(૨) જે વકીલ હોઈ પોતાની વકીલાત છોડી દેશે અને રેંટીઓ લઇ પોતાના ઘરમાં લુગડાં વણશે.

(૩) જે વકીલ હોઇ પોતાનું જ્ઞાન માત્ર લોકોને સમજાવવામાં અને અંગ્રેજોની આંખો ઉઘાડવામાં ગાળશે.

(૪) જે વકીલ હોઈ વાદી પ્રતિવાદીના કજીઆમાં પડશે નહિ પણ અદાલતોને તજશે ને પોતાના અનુભવે લોકોને તે છોડવાનું સમજાવશે.

(૫) વકીલ હોવા છતાં જેમ વકીલપણું છોડશે તેમ જજપણું પણ છોડશે.

(૬) જે દાક્તર હોઇ પોતાનો ધંધો તજશે અને સમજશે કે લોકોનાં ચામ ચુંથવા કરતાં લોકોના આત્માને ચુંથી તેનું સંશોધન કરી તેને સાજા બનાવશે.

(૭) જે દાક્તર હોઈ સમજશે કે પોતે ગમે તે ધર્મનો હોય છતાં જે ઘાતકીપણું અંગ્રેજી વૈદકશાળાઓમાં પ્રાણીઓ ઉપર વાપરવામાં આવે છે તે ઘાતકીપણા દ્વારા શરીર સાજું થતું હોય તો પણ તે ન થાય અને માંદુ રહે તે ઠીક છે.

(૮) દાક્તર હોવા છતાં રેંટીઓ પોતે પણ લેશે અને લોકો જે માંદા હશે તેને તેની માંદગીનું કારણ બતાવીને કારણ દૂર કરવા તે કહેશે. પણ નકામી દવાઓ આપી તેને પંપાળશે નહિ. તે સમજશે કે નકામી દવા નહિ લેતાં તેવા માંદાનું શરીર પડી જશે તો દુનિયા રંડાવાની નથી. તે માણસની ઉપર ખરી દયા ગણાશે.

(૯) તે ધનાઢ્ય હશે છતાં પોતાના પૈસાની દરકાર રાખ્યા વિના જે મનમાં હશે તેજ બોલશે ને ચમરબંધીની પરવા નહિ રાખે.

(૧૦) તે ધનાઢ્ય પોતાનો પૈસો રેંટીઆ સ્થાપવામાં વાપરશે અને પોતે માત્ર સ્વદેશી માલ પહેરી, વાપરી બીજાને ઉતેજન આપશે.

(૧૧) બધા હિંદી સમજશે કે આ સમય પશ્ચાત્તાપનો, પ્રાયશ્ચિત્તનો, શોકનો છે.

(૧૨) બધા સમજશે કે અંગ્રેજોનો દોષ કહાડવો વ્યર્થ છે. તેઓ આપણે વાંકે આવ્યા, આપણે વાંકે રહ્યા છે અને આપણો વાંક દૂર થયે જશે અથવા બદલાશે.

(૧૩) બધા સમજશે કે શોકદશામાં મોજશોખ હોઇ ન શકે. જ્યાંસુધી આપણને ચેન નથી ત્યાં સુધી આપણે જેલમાં કે દેશપાર હોઇએ એ ઠીક છે.

(૧૪) બધા હિંદી સમજશે કે આપણે લોકોને સમજાવવા ખાતર જેલમાં ન જવાય તેવી સાવચેતી રાખવી તે તદ્દન મોહ છે.

(૧૫) સહુ સમજશે કે કહેવા કરતાં કરવાની અસર અજબ થાય છે. નીડર થઇ જે મનમાં છે તે બોલવું જ ને તે બોલતાં પરિણામ આવે તે સ્હેવું. ત્યારે તો આપણે આપણા બોલવાની છાપ પાડી શકીએ છીએ.

(૧૬) બધા હિંદી સમજશે કે આપણે દુઃખ સહન કરીનેજ બંધન છોડવી શકીશું.

(૧૭) બધા હિંદી સમજશે કે જે પાપ આપણે અંગ્રેજને તેમના સુધારામાં ઉતેજન આપીને કર્યું છે તેનું નિવારણ કરવા દેહાન્ત લગી આડામાનમાં રહીએ તો જરાએ વધારે પડતું નથી થયું.

(૧૮) બધા હિંદી સમજશે કે કોઇ પણ પ્રજા દુઃખ વેઠયા વિના ચ્હડી નથી. રણસંગ્રામમાં પણ કસોટીને દુઃખ છે, બીજાને મારવા તે નથી. તેમજ સત્યાગ્રહ વિષે છે.

(૧૯) બધા હિંદી સમજશે કે બીજા કરે ત્યારે આપણે કરશું, એ ન કરવાનું બ્હાનું છે. આપણને સારૂ લાગે છે વાસ્તે આપણે કરો બીજાને ભાસશે ત્યારે તે કરશે એજ કરવાનો રસ્તો છે. મને સ્વાદિષ્ટ ભોજન જોવામાં આવે તે લેતાં હું બીજાની રાહ નથી જોતો ઉપર મુજબ પ્રયત્ન કરવું, દુઃખ ભોગવવું એ સ્વાદિષ્ટ ભોજન છે. અકળાઇને કરવું, દુઃખ ઉઠાવવું તે વેઠ માત્ર છે.

વા: આમ સહુ કયારે કરે અને કયારે આરો આવે ?

અ: તમે વળી ભૂલ્યા. સહુની સાથે મારે ને તમારે પરવા નથી. આપ આપકી ફોડીયો મેં મેરી સમાલતા હું. એ સ્વાર્થ

વચન ગણાય છે. પણ તે પરમાર્થ વચન છે. હું મારૂં ઉજાગીશ તોજ બીજાનું કરીશ. મારૂં કર્તવ્ય મારે કરી લેવું તેમાં બધી કાર્યસિદ્ધિ આવે છે તમને છોડયા પહેલાં વળી હું કહી જવાની રજા લઉં છું કેઃ—

(૧) સ્વરાજ્ય તે આપણા મનનું રાજ્ય તે છે.

(૨) તેની ચાવી સત્યાગ્રહ, આત્મબળ કે દયાબળ છે.

(૩) તે બળ અજમાવવા અર્થે સ્વદેશી પકડવાની જરૂર છે.

૪ જે આપણે કરવા માગીએ છીએ તે અંગ્રેજની ઉપર દ્વેષ ભાવે નહિ, તેમને દંડ કરવાને ખાતર નહિ, પણ તેમ કરવું એ આપણું કર્તવ્ય છે; એટલે કે અંગ્રેજ નિમક વેરો કહાડી નાંખે, લીધેલું ધન પાછું આપે, બધા હિંદીને મ્હોટા હોદ્દા આપે, લશ્કર ખેંચી લે, તો કાંઇ આપણે તેમના સંચાનું કાપડ પહેરશું કે અંગ્રેજી ભાષા વાપરશું અથવા તેમનાં હુન્નરકળાનો ઉપયોગ કરશું એમ નથી. તે બધું વસ્તુતઃ ન કરવા જેવું છે વાસ્તે નથી કરવાના એ સમજવાનું છે.

જે કાંઇ મેં કહ્યું છે તે અંગ્રેજોના દ્વેષ ભાવે નહિ. પણ તેમના સુધારાના દ્વેષ ભાવે કહ્યું છે.

મને લાગે છે કે આપણે સ્વરાજ્યનું નામ લીધું છે; પણ તેનું સ્વરૂપ સમજ્યા નથી. તે જેવું હું સમજ્યો છું તેવું સમજાવવા મેં પ્રયત્ન કર્યો છે તેવું સ્વરાજ્ય લેવા ખાતર આ દેહ અર્પણ છે એમ મન સાક્ષી પૂરે છે.

